# આર્હત આગમોનું અવલોકન

યાને

# તત્ત્વરસિકચન્દ્રિકા

## (પ્રથમ વિભાગ)



" बोधागाधं सुपदपदवीनीरपूराभिराम
जीवाहिंसाविरलहरीसङ्गमागाहदेहम् ।
चूलावेल गुरुगममणीसङ्कुल दूरपार
सार वीरागमजलनिधिं सादर साधु सेवे ॥ "




પ્રણેતા

**હીરાલાલ રસિકદાસ કાપડિયા**





વિક્રમસંવત ૧૯૯૫ ]    વીરસંવત ૨૪૬૫    [ ઇ. સ. ૧૯૩૯





મૂલ્ય દસ આના

મુદ્રકઃ
મૂલચંદ કસનદાસ કાપડિયા
'જૈન વિજય' પ્રિંટિંગ પ્રેસ,
ગાંધીચોક, સુરત.

સંપાદક ને પ્રકાશકઃ
હીરાલાલ રસિકદાસ કાપડિયા
સાંકડીશેરી, ગોપીપુરા,
સુરત.



**પ્રાપ્તિસ્થાન**—મૂલ્ય અને ટપાલખર્ચ (દોઢ આનો) મોકલનારને પ્રકાશક પાસેથી અથવા મુદ્રક પાસેથી આ પુસ્તક મળી શકશે.



# કિંચિદ્ વક્તવ્ય

લગભગ વીસેક વર્ષ ઉપર અન્યાન્ય ગ્રંથોમાની હકીકતોને, આગમોના આધારે વિચારી જોવાનો સુયોગ મને સાંપડ્યો હતો તે વેળા અને ત્યાર બાદ આગમોનુ કટકે કટકે અવલોકન કરવાના અવનવા પ્રસગે મને એ આગમોની વિશાળતા, ગહનતા અને મહત્તાદિથી પરિચિત બનાવ્યો છે અને મને એનો સાંગોપાંગ અભ્યાસ કરવા લલચાવ્યો છે, પરંતુ એવો યથેષ્ટ અભ્યાસ કરી શકુ તેવી સાનુકૂળતા હજી સુધી મને પ્રાપ્ત થઇ નથી, કિન્તુ મારા અભ્યાસને સુગમ બનાવવામા મને સહાયક થઇ પડે એવી કેટલીક વિગતો હુ એકત્રિત કરી શક્યો છુ આ તમામ વિગતોને સાધનના અભાવે, યોગ્ય રૂપમા હુ પ્રસિદ્ધ કરી શકુ તેમ નહિ હોવાથી એ અત્યાર સુધી લખાયેલી—નોંધાયેલી પડી રહી અને આજે માડમાડ એનો એક વિભાગ હુ પ્રસિદ્ધ કરી શકુ છુ આ વિભાગને યથેષ્ટ ન્યાય આપવાનુ અને એમા ચર્ચાયેલા વિવિધ મુદ્દાઓને પહોચી વળવાનું સામર્થ્ય તો આગમોના અખડ અને સતત અભ્યાસીઓ જ ધરાવે એ દેખીતી વાત છે, તેમ છતા ચચુપ્રવેશરૂપે આવો પ્રયાસ કરવાની મને અનેક સ્થળેથી પ્રેરણા થતા તેને વશ બની મે આ કાર્ય કર્યું છે દરેકે દરેક બાબતનો આગમમા સ્પષ્ટ ઉલ્લેખ હોય જ એમ નથી વળી કેટલીક વાર આગમિક સાહિત્યમા વિસવાદી જણાતા ઉલ્લેખોનો સમન્વય પણ કરવો પડે તેવી પરિસ્થિતિ ઊભી થાય છે આ ઉપરાંત આ જમાનામા અનેક તર્કો દોડાવાય છે, અનેક વિકલ્પો રજુ કરાય છે અને અનેક જાતની શકા ઉઠાવાય છે આનો સપ્રમાણ સચોટ અને સ્પષ્ટ ઉત્તર અપાવો જોઇએ જેથી આગમોની ખોટી અવહીલના થતી અટકે કઇ કઇ બાબતોના ઉત્તરની જરૂર છે તેનું દિગ્દર્શન કરાવવાના હેતુથી મે પ્રસગોપાત્ત વિકલ્પો રજુ કર્યા છે પરંતુ તેનો અર્થ કઇ એ નથી કે મને આગમ ઉપર શ્રદ્ધા જ નથી કે એ તમામ વિકલ્પોમાથી ગમે તે એકને—બેને તે ખોટા હોય તો પણ તેને હુ વળગી રહેવા માગુ છુ અને અન્યને અવળે માર્ગે દોરવવા ઇચ્છુ છુ આ તો મારા જેવાને જ્યા માર્ગદર્શનની આવશ્યકતા જણાય છે ત્યા અહીં ચર્ચેલા કોઇ પણ વિષયની તરફેણમા કે વિરુદ્ધમા બહુશ્રુતો સમુચિત પ્રકાશ પાડી સપ્રમાણ અને સમજાય તેમ આ વિષય પરત્વે ઊહાપોહ કરી મારા જેવાની આ વિષયની જિજ્ઞાસા પૂર્ણ કરે એવી ભાવનાથી પ્રેરાઇને મે આ કાર્ય કર્યુ છે

અતમા એ વાત સાનદ નોંધી લઉ કે આ કઠિન વિષયના વિશદીકરણ માટે સુપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રીવિજયનેમિસૂરિના એક વિદ્વાન્ વિનેય શ્રીવિજયલાવણ્યસૂરિ સાથે વિચારની આપ લે કરવાના વિવિધ પ્રસગો ઉપસ્થિત થતા તેમણે મને એ સબધમા પોતાના સમયાદિનો ભોગ આપી ઉપકૃત કર્યો છે

આ પ્રમાણેની પરિસ્થિતિમાં તૈયાર થયેલ આર્હત આગમોનુ અવલોકન યાને તત્ત્વરસિકચન્દ્રિકા (પ્રથમ વિભાગ) સૌ કોઇને હિતકર નીવડો અને એમા જે કઇ [૧]સ્ખલના ઉદ્ભવી હોય તેનુ તજ્જ્ઞોને હાથે યોગ્ય રૂપમા સત્વર નિરસન થાઓ એમ ઇચ્છતો હુ વિરમુ છુ

સાંકડી શેરી, ગોપીપુરા,
સુરત.
તા ૫-૧-૨૯

**હીરાલાલ રસિકદાસ કાપડિયા**

---

૧ મુદ્રણદોષને અગે શુદ્ધિપત્રક આપવાનું હાલ બને તેમ નથી એટલે હાલ તુરત તો પૃ ૨ પ ૯ મા 'તીર્થંકરના અન્ય શિષ્યોએ' એમ જે છપાયુ છે તેમાં 'અન્ય'ને બદલે 'અમુક', પૃ ૩ પ ૧૬ માં 'દ્રવ્યરૂપી'ને બદલે 'ભાવરૂપી' અને પૃ ૩૧, પ ૨૬-૨૭મા 'શ્રીચન્દ્રપ્રભુ સ્તૂપ'ને બદલે 'શ્રીસુવિધિનાથના નિર્વાણસમયે સ્તૂપ' એમ વાંચવા વિજ્ઞપ્તિ છે

# અનુક્રમણિકા


| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| કિંચિદ્ વક્તવ્ય | | ૪ |
| પ્રકરણ ૧ : | પીઠિકા | ૧–૯ |
| ,, ૨ : | દ્વાદશાંગીનો ઉદ્ભવ | ૧૦–૧૭ |
| ,, ૩ : | પ્રવર્તમાન શાસનની દ્વાદશાંગીની રચના અને સ્થાપના | ૧૮–૨૭ |
| ,, ૪ : | દ્વાદશાંગીઓનો ઉચ્છેદ | ૨૮–૩૭ |
| ,, ૫ : | શ્રીસુધર્મસ્વામીએ રચેલી દ્વાદશાંગીનો હ્રાસ | ૩૮–૫૯ |
| ,, ૬ : | અંગબાહ્ય શ્રુતની મીમાંસા | ૬૦–૭૩ |
| ,, ૭ : | આગમોના પઠનપાઠન માટેની વ્યવસ્થા | ૭૪–૮૫ |

# આર્હત આગમોનું અવલોકન

## પ્રકરણ ૧ લું

### પીઠિકા

**ઉપક્રમ**—આ દુનિયા અનેક જાતની અજાયબીઓનો અદ્ભુત ભંડાર છે એમાની એક અજાયબી એ જણાય છે કે આ દુનિયાના પૂર્વાર્ધમા જ મહાધર્મોના સંસ્થાપકો-પ્રવર્તકો જન્મ્યા છે અને પશ્ચિમાર્ધ એ બાબતમા પૂર્વાર્ધથી ઉતરતુ પદ ભોગવે છે પૂર્વાર્ધમા ઉદ્ભવેલા ધર્મોમાથી અનેકનું આજે નામનિશાન પણ રહ્યુ નથી, એટલુ જ નહિ પણ એશિયા ખંડના યે ધર્મોની યાદી પણ મળી શકતી નથી આગળ વધીને કહું તો આ **ભારતવર્ષ**મા અત્યાર સુધીમા જેટલા ધર્મોનો પ્રાદુર્ભાવ થયો તેની પણ નામાવલી રજુ કરી શકાય એવી આપણી આધુનિક પરિસ્થિતિ નથી આવા સંયોગોમા આજે આપણને દુનિયાભરના તો શુ, પણ **ભારતવર્ષ**ના યે વિવિધ ધર્મોના પ્રામાણિક અને પવિત્ર ગણાતા ગ્રંથોની યાદી પણ ઉપલબ્ધ થઇ શકે નહિ તો તે નવાઇ જેવુ નથી અનેક ધર્મના ગ્રંથો અત્યાર સુધીમા લુપ્ત થયા છે આ હકીકત જૈન ધર્મ પરત્વે પણ જોવાય છે, તેમ છતા એના જે અતિમાનનીય ગ્રંથો વિષે જે કંઇ છૂટાછવાયા ઉલ્લેખો મળી આવે છે તેના આધારે તેમ જ એના ઉપલબ્ધ ગ્રંથો ઉપરથી એ વિષે કેટલોક ઊહાપોહ કરવા હુ પ્રવૃત્ત થાઉં છુ

**આર્હત આગમોનો અર્થ**—સૌથી પ્રથમ હું આર્હત આગમો એટલે શુ તેનો નિર્દેશ કરવો ઉચિત ધારુ છુ 'આર્હત' શબ્દ [1]'અર્હત્' ઉપરથી બનેલો છે આ 'અર્હત્' શબ્દ જૈનોના તીર્થંકર, બૌદ્ધોના બુદ્ધ અને વૈષ્ણવોના વિષ્ણુ એમ ત્રિવિધ અર્થથી યુક્ત છે આ પ્રમાણે વિચારતા તો 'આર્હત આગમો' એટલે જૈનોના, બૌદ્ધોના અને વૈષ્ણવોના સાંપ્રદાયિક પ્રાચીન ગ્રંથો એવો અર્થ કરી શકાય, પરંતુ પ્રસ્તુતમા હું 'આર્હત' શબ્દ કેવળ 'જૈન' એ અર્થમા વાપરુ છુ

**આગમના પર્યાય અને એની વ્યુત્પત્તિ**—વાચકવર્ય શ્રીઉમાસ્વાતિએ સ્વોપજ્ઞ તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર (અ ૧, સૂ ૨૦)ના ભાષ્ય( પૃ ૮૮ )મા શ્રુતજ્ઞાનના વિવિધ પર્યાયો દર્શાવ્યા છે ત્યા એમણે શ્રુત, આપ્તવચન, આગમ, ઉપદેશ, ઐતિહ્ય, આમ્નાય, પ્રવચન અને જિનવચન એ શબ્દોને સમાનાર્થક સૂચવ્યા છે [2] આ શાસ્ત્રના ટીકાકાર

---

૧ 'અર્હન્' શબ્દ ઋગ્વેદમાં તેમજ બૌદ્ધ સાહિત્યમાં નજરે પડે છે એ હકીકત 'The Indian Historical Quarterly''ના ત્રીજા પુસ્તક (Vol )માં પૃ ૪૫૫-૪૭૮ ઉપરથી જાણી શકાય છે

૨ " श्रुतमाप्तवचनमागम उपदेश ऐतिह्यमाम्नाय प्रवचन जिनवचनमित्यनर्थान्तरम् ।"

શ્રીસિદ્ધસેનગણિએ એની ભાષ્યાનુસારિણી ટીકાના ૮૯મા પૃષ્ઠમાં 'આગમ'ની વ્યુત્પત્તિ નીચે મુજબ પ્રતિપાદિત કરી છે:—

"आगच्छत्याचार्यपरम्परया वासनाद्वारेणेत्यागमः"

આનો અર્થ એ છે કે આચાર્યોની પરંપરાથી વાસના દ્વારા જે આવે છે તે 'આગમ' છે.

આ પ્રમાણે જોકે 'આગમ' શબ્દ એ સમગ્ર શ્રુતજ્ઞાનને અને એ શ્રુતજ્ઞાનને રજુ કરનારા ગ્રંથોને અંગે વાપરી શકાય તેમ છે, છતાં અહીં તો એનો વિશિષ્ટ અર્થ કરવાનો છે. એટલે કે શ્રુતજ્ઞાન સંબંધી અમુક અમુક ગ્રંથોને જ માટે અત્ર 'આગમ' સંજ્ઞા[1] સમજવાની છે. શ્વેતાંબરોની એવી માન્યતા છે કે [2]ગણધરોએ, [3]તીર્થંકરના અન્ય શિષ્યોએ, [4]પ્રત્યેકબુદ્ધોએ, [5]શ્રુતકેવલીઓએ અને [6]દશપૂર્વધરો રચેલાં શાસ્ત્રો 'આગમ' ગણાય છે. આના સમર્થનાર્થે ચતુર્દશપૂર્વધર શ્રીભદ્રબાહુસ્વામીએ રચેલી ગણાતી ઓહનિજ્જુત્તિ (ઓઘનિર્યુક્તિ)ની શ્રીદ્રોણ આચાર્યે રચેલી વિવૃતિના ૩ અ પત્રમાં એ આચાર્યે જે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે તે હું રજુ કરું છું:—

"अर्थतस्तीर्थकरप्रणीतं सूत्रतो गणधरोपनिबद्धं चतुर्दशपूर्वधरोपनिबद्धं दशपूर्वधरोपनिबद्धं प्रत्येकबुद्धोपनिबद्धं च प्रमाणभूतं सूत्रं भवति।'

આ ઉલ્લેખ કરવા પૂર્વે એ આચાર્યે નીચે મુજબનું પદ્ય અવતરણરૂપે આપ્યું છે:—

" अर्हत्प्रोक्तं गणधरदृब्धं प्रत्येकबुद्धदृब्धं च।
स्थविरग्रथितं च तथा प्रमाणभूतं त्रिधा सूत्रम्॥"

શ્રીવટ્ટકેરસ્વામીએ રચેલા મૂલાયાર (મૂલાચાર)ના પંચાચારવર્ણનરૂપ પાંચમા અધિકારની—પ્રસ્તાવની નિમ્નલિખિત ૮૦ મી ગાથા આગમના ઉપર્યુક્ત સ્વરૂપને સમર્થિત કરે છે:—

" सुत्तं गणधरकथिदं तहेव पत्तेयबुद्धिकथिदं च।
सुदकेवलिणा कथिदं अभिण्णदसपुव्वकथिदं च॥ ८०॥"

---

૧. શૈવો પોતાનાં શાસ્ત્ર માટે 'આગમ' સંજ્ઞા વાપરે છે, પરંતુ અહીં એ સંજ્ઞા શૈવાગમને માટે નહિ પણ જૈનાગમ માટે મેં વાપરી છે.

૨ તીર્થંકરના મુખ્ય શિષ્યો જેઓ વિશિષ્ટજ્ઞાની હોય છે અને જેઓ દ્વાદશાંગી રચે છે, તેઓ 'ગણધર' કહેવાય છે.

૩ જૈન તીર્થને સ્થપનારા, કેવલજ્ઞાની, ઉત્કૃષ્ટ પુણ્યશાળી અને એ જ ભવમાં નિર્વાણ પામનારા 'તીર્થંકર' કહેવાય છે

૪. કોઇ પણ પ્રકારનું બાહ્ય વૈરાગ્યજનક નિમિત્ત મેળવી વૈરાગ્ય પામી એકલા પણ વિહરનારા કેવલજ્ઞાની બની મોક્ષે સંચરનારા મહાત્મા 'પ્રત્યેકબુદ્ધ' કહેવાય છે. એઓ સ્વયંબુદ્ધથી ભિન્ન છે. એ ભિન્નતા જાણવા માટે જુઓ નંદીસુત્ત (નંદીસૂત્ર)ની ચુણ્ણિ (ચૂર્ણિ)નું પત્ર ૧૯ તેમ જ શ્રીશ્યામ આચાર્યે રચેલ પણ્ણવણા (પ્રજ્ઞાપના)ની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિ (પત્ર ૧૯ આ–૨૦ અ)

૫. એઓ સંપૂર્ણ શ્રુતજ્ઞાનના ધારક છે એઓ 'ચૌદપૂર્વધર' પણ કહેવાય છે

૬. એઓ દસ પૂર્વોના જાણકાર હોય છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે આ બાબતમા તે—આગમની અને સૂત્રની વ્યાખ્યાની બાબતમા તો જૈનોના બન્ને મુખ્ય ફિરકાઓની—શ્વેતામ્બરોની અને દિગમ્બરોની એકવાક્યતા છે

**ઉપલબ્ધ આગમોની સખ્યા**—દિગમ્બરોની માન્યતા મુજબ આજે એક પણ પવિત્ર અને પ્રાચીન આગમ ઉપલબ્ધ નથી, પરન્તુ શ્વેતામ્બરોની માન્યતા આથી જુદી છે તેમા મૂર્તિપૂજક શ્વેતામ્બરોના મોટા ભાગનું કહેવુ એ છે કે અમારે ઉપલબ્ધ આગમોની સખ્યા મુખ્યતયા ૪૫ ની છે, જ્યારે સ્થાનકવાસીઓના અને તેરાપથીઓના કથન અનુસાર તે ૩૨ ની છે વળી મૂર્તિપૂજક શ્વેતામ્બરો તરફથી આગમોની સખ્યા ૮૪ ની પણ ગણાવાય છે, પરન્તુ એનો વિચાર કરવા પૂર્વે આગમોના વર્ગીકરણ વિષે થોડોક ઉલ્લેખ કરવો આવશ્યક જણાય છે

**આગમોની પ્રાચીન વ્યવસ્થા**—શ્વેતામ્બરીય પ્રાકૃત ગ્રથો પૈકી નદીસુત્ત (સૂ. ૪૪)મા [1]અગબાહિર અને અગપવિટ્ઠ એમ આગમના બે મુખ્ય ભેદો દર્શાવાયા છે, અને એ જ હકીકત ઉપલબ્ધ થતા સસ્કૃત જૈન ગ્રથો પૈકી પ્રાચીનમા પ્રાચીન ગણાતા **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર** (અ ૧, સૂ ૨૦)ના ભાષ્ય(પૃ ૯૦)મા[3] અગબાહ્ય અને અગપ્રવિષ્ટ એ શબ્દ દ્વારા દર્શાવાયેલી છે ત્રણ વાર ગણધરના પૂછવાથી તીર્થંકરે કહેલ ઉત્પાદ વ્યય અને ધ્રુવરૂપી [4]ત્રિપદીથી થયેલું શ્રુત 'અગપ્રવિષ્ટ' છે જ્યારે પ્રશ્ન પૂછયા વિના અર્થપ્રતિપાદનરૂપે કહેવાયેલુ શ્રુત 'અગબાહ્ય' છે અથવા સર્વે તીર્થંકરોના તીર્થમા અવશ્ય ઉત્પન્ન થનાર અને એથી કરીને નિયત એવુ શ્રુત તે 'અગપ્રવિષ્ટ' છે, જ્યારે જે શ્રુત અનિયત છે એટલે કે જેનો અન્યાન્ય તીર્થમા સદ્ભાવ હોવો જ જોઇએ એવો નિયમ નથી તે 'અગબાહ્ય' છે જુઓ શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણકૃત **વિસેસાવસ્સયભાસ** (**વિશેષાવશ્યકભાષ્ય**)ની મલધારી શ્રીહેમચન્દ્રસૂરિકૃત બૃહદ્‌વૃત્તિનુ ૨૮૮ મુ પત્ર તેમજ **આર્હત દર્શનદીપિકા** (પૃ ૨૨૫)

નદીસુત્ત (સૂ. ૪૪)મા અગબાહિર (અગબાહ્ય) શ્રુતના (૧) આવસ્સય (આવશ્યક) અને (૨) આવસ્સયવઇરિત્ત (આવશ્યકવ્યતિરિક્ત) એવા બે વિભાગો સૂચવાયેલા છે તેમા વળી

---

૧ "त समासओ दुविह पण्णत्त तंजहा—अगपविट्ठ अगबाहिर च । से किं त अगबाहिरं ? अगबाहिर दुविह पण्णत्त, तजहा—आवस्सय च आवस्सयवइरित्त च । से किं त आवस्सय ? आवस्सय छव्विह पण्णत्तं, तंजहा—सामाइअ चउवीसत्थवो वदणय पडिक्कमण काउस्सग्गो पच्चक्खाण, सेत्त आवस्सय । से किं त आवस्सयवइरित्त ? आवस्सयवइरित्त दुविह पण्णत्त, तजहा—कालिअ च उक्कालिअ च ।"

૨ 'અગબાહિર' ને બદલે 'અણગપવિટ્ઠ' (સ અનગપ્રવિષ્ટ) એવી સજ્ઞા પણ વપરાય છે જુઓ નદીસુત્તના ૪૪ મા સૂત્રનો અતિમ ભાગ

૩ "तत् द्विविधमङ्गबाह्यमङ्गप्रविष्ट च । तत्र पुनरनेकविधं द्वादशविध च यथा सङ्ख्यम् । अङ्गबाह्यमनेकविधम् । तद्यथा—सामायिक, चतुर्विंशतिस्तव, वन्दन, प्रतिक्रमण, कायव्युत्सर्ग, प्रत्याख्यान, दशवैकालिक उत्तराध्यायाः दशा कल्पव्यवहारी, निशीथमृषिभाषितान्येवमादि ।"

૪ આ બાબતને અગે વધુ ઊહાપોહ કરાશે છે

આવસ્સયના (૧) સામાઇય (સામાયિક), (૨) ચઉવીસત્થય (ચતુર્વિંશતિસ્તવ), (૩) વંદણય (વંદનક), (૪) પડિક્કમણ (પ્રતિક્રમણ), (૫) કાઉસ્સગ્ગ (કાયોત્સર્ગ) અને (૬) પચ્ચક્ખાણ (પ્રત્યાખ્યાન) એમ ૭ પેટાવિભાગો અને આવસ્સયવઇરિત્તના કાલિઅ ([1]કાલિક) અને ઉક્કાલિઅ ([2]ઉત્કાલિક) એમ બે પેટાવિભાગો નિર્દેશાયેલા છે. એવી રીતે અંગપવિટ્ઠ (અંગપ્રવિષ્ટ) શ્રુતના બાર વિભાગો પાડવામાં આવ્યા છે. એ દરેકને 'અંગ' સંજ્ઞા અપાયેલી છે, અને એ બારેના સમૂહને 'દ્વાદશાંગી' કહેવામાં આવે છે આ પ્રમાણેની પ્રાચીન વ્યવસ્થા જોવાય છે. આ સંજ્ઞાઓને-વિભાગોને બદલે મૂર્તિપૂજક શ્વેતાંબરોમાં કેટલોક સમય થયા આગમોના (૧) અંગ, (૨) ઉપાંગ, (૩) પ્રકીર્ણક, (૪) છેદસૂત્ર, (૫) મૂલસૂત્ર અને (૬) ચૂલિકાસૂત્ર એ [3]૭ વિભાગો પ્રસિદ્ધિમાં આવેલા જોવાય છે.

સ્થાનકવાસી સંપ્રદાય આગમોને (૧) અંગ, (૨) ઉપાંગ, (૩) છેદસૂત્ર અને (૪) મૂલસૂત્ર એમ ચાર જ વિભાગોમાં વિભક્ત કરે છે. એ સંપ્રદાયના **જૈનતત્ત્વપ્રકાશ** નામના ગ્રંથમાં આ ચારની વ્યાખ્યા અપાયેલી છે. એનો સારાંશ નીચે મુજબ છે:—

**અંગ**—જેમ શરીરના આધારથી સંસારી જીવ વિશ્વમાં રહે છે તેમ જ્ઞાનના આધારથી ધર્મ વિશ્વમાં ટકી રહે છે. આવા ધર્મના સ્તંભરૂપ જ્ઞાનથી પરિપૂર્ણ ગ્રંથને 'અંગ' યાને 'અંગસૂત્ર' કહેવામાં આવે છે.—ચતુર્થ આવૃત્તિ, પૃ. ૧૮૬.

**ઉપાંગ**—જેમ અંગને એટલે કે શરીરને હાથ, પગ વગેરે ઉપાંગ હોય છે તેમ દ્વાદશાંગીરૂપ અંગને ઉપાંગ છે. એ ઉપાંગનું મુખ્ય કાર્ય અંગમાં સૂચવાયેલા વિષયોનું સ્પષ્ટીકરણ કરવાનું છે.—એજન પૃ. ૨૦૪.

**છેદસૂત્ર**—જેમ કોઇ વસ્ત્ર ફાટી ગયું હોય તો તેને થીંગડું મારી આખું કરી શકાય અથવા તો જેમ કોઇ વાસણ ખંડિત થયું હોય તો તેની સાંધ મેળવી તે આખું કરી શકાય તેમ દીક્ષાસમયે ગ્રહણ કરેલા સંયમને લગતા નિયમો થોડેઘણે અંશે દૂષિત બનતા પ્રાયશ્ચિત્તાદિ લઇને તેને શુદ્ધ બનાવી શકાય. એ શુદ્ધિનું કથન રજુ કરનાર ગ્રંથ 'છેદ' કહેવાય છે.—એજન પૃ. ૨૧૫. [4]

---

૧-૨ જે શ્રુત દિવસ અને રાત્રિની પ્રથમ અને ચરમ (ચતુર્થ) પૌરુષીમાં જ ભણાય તે 'કાલિક' કહેવાય છે, જ્યારે જે શ્રુત કાળનો સમય છોડીને સર્વ કાળ ભણાય તે 'ઉત્કાલિક' કહેવાય છે. કાલિક શ્રુત તરીકે કેટલાક ગ્રંથોનો નિર્દેશ **નંદીસુત્ત** (સૂ. ૪૪), **આવસ્સયસુત્ત** (આવશ્યકસૂત્ર)ની **શ્રીભદ્રબાહુસ્વામીએ** રચેલી નિજ્જુત્તિ (નિર્યુક્તિ)ની ગા. ૭૭૭ જે **વિસેસાવસ્સયભાસની** ગા. ૨૨૯૫ રૂપે પણ છે તે વગેરેમાં છે, જ્યારે ઉત્કાલિક શ્રુત તરીકે કેટલાક ગ્રંથોનો નિર્દેશ **નંદીસુત્ત** (સૂ. ૪૪) વગેરેમાં છે.

૩. વિક્રમની ૧૪ મી શતાબ્દીમાં થઈ ગયેલા ગણાતા શ્રીપ્રદ્યુમ્નસૂરિએ **વિચારલેસ** કે જેને **વિચારસારપ્રકરણ** તરીકે ઓળખાવાય છે તેના ૭૮મા પૃષ્ઠમાં "संपइ आगम पणयालीससंखा वट्टंत त्ति" એવો ઉલ્લેખ કરી આગમોની ૪૫ સંખ્યા દર્શાવી છે, પરંતુ તેમણે એ આગમોના અંગાદિ છ યે વિભાગો સૂચવ્યા નથી.

૪. 'છેદ' એટલે 'બાદ.' અપરિણીત અને અતિપરિણીત શિષ્યોનો છેદ કરીને એટલે તેમને બાદ કરીને પરિણીત શિષ્યોને એકાંતમાં દેવા યોગ્ય સૂત્ર તે 'છેદસૂત્ર' કહેવાય છે. પરીક્ષાના વિધાનમાં ગુરુમહારાજ કહે કે કેરી ખાવી છે ત્યારે તે વાતમાં અપરિણીતો ભળી જાય અને અતિપરિણીતો ગુરુના સાધુપણા વિષે શંકિત બને; પરંતુ જેઓ પરિણીત હોય તેઓ તો પ્રાસુક કે અપ્રાસુક ઇત્યાદિ

**મૂલસૂત્ર**—જેમ ઝાડનું મૂળ મજબૂત હોય તેમ તે વધુ વખત ટકી શકે અને ફાલીફૂલી પણ શકે તેમ જે વિષયોના પઠન-પાઠનથી સમ્યક્ત્વરૂપ વૃક્ષનું મૂળ દૃઢ બને અને તે દશવિધ યતિધર્મરૂપે વિકસિત થાય એવા વિષયો રજુ કરનાર ગ્રંથ 'મૂલસૂત્ર' કહેવાય છે

—એજન, પૃ ૨૧૮

**અંગાદિનો ઉલ્લેખ**—'અંગ' એ નામ તો **સમવાય** નામના ચોથા અંગ (સૂ ૧), **આયાર (આચાર)** નામના પ્રથમ અંગની **શ્રીભદ્રબાહુસ્વામી**એ રચેલી નિજ્જુત્તિની પાંચમી ગાથા ઇત્યાદિમાં જોવાય છે

'ઉપાંગ' શબ્દ **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર** (અ ૧, સૂ ૨૦)ના ભાષ્યમાં નજરે પડે છે, જ્યારે **નિરયાવલિયા (નિરયાવલિકા)**ના [1]સૂ ૩-૪માં ઉવંગ (સં ઉપાંગ) શબ્દ જોવાય છે

'પ્રકીર્ણક' શબ્દ **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** (પ ૧, સ ૩, શ્લો ૫૮૧)માં વપરાયો છે **તંદુલવેયાલિય (તંદુલવૈચારિક)** આદિ ગ્રંથોને ઉદ્દેશીને 'પઇન્ન' શબ્દ, વિક્રમની ૧૪મી શતાબ્દીને અલંકૃત કરનારા **શ્રીપ્રદ્યુમ્નસૂરિ**એ રચેલા **વિયારલવલેસ** યાને **વિચારસારપ્રકરણ** (ગા ૩૫૦, પૃ ૭૯)માં જોવાય છે

અત્ર એ નિવેદન કરવું અનાવશ્યક નહિ ગણાય કે 'પઇણ્ણગ' (સં પ્રકીર્ણક) શબ્દ **નંદીસુત્ત** (સૂ ૪૪) માં છે, પરંતુ પઇણ્ણગ તરીકે ત્યાં જે ગ્રંથોનો ઉલ્લેખ કરાયેલો છે તેનો તેમ જ કયા તીર્થંકરના સમયમાં કેટલા પઇણ્ણગ હોય ઇત્યાદિનો વિચાર કરતાં એ 'પઇણ્ણગ' શબ્દ અત્યારે ઉપલબ્ધ થતા **તંદુલવેયાલિય** આદિને લાગુ પાડી શકાય કે કેમ એવો પ્રશ્ન કોઇ કોઇ ઉઠાવે છે આનો ઉત્તર આગળ ઉપર વિચારવા ઇચ્છા છે

**આવસ્સયનિજ્જુત્તિ** (ગા ૭૭૭) માં તેમ જ **વિસેસાવસ્સયભાસ** (ગા ૨૨૯૫) જે એની એજ ગાથા છે તેમાં 'છેયસુત્ત' (સં છેદસૂત્ર) શબ્દ નજરે પડે છે એનાથી પૂર્વેના કોઇ ગ્રંથમાં એનો ઉલ્લેખ જણાતો નથી એવી રીતે છેદસુત્ત (સં છેદસૂત્ર) **પંચકપ્પભાસ (પંચકલ્પભાષ્ય)**માં જોવાય છે

મૂલસુત્ત (સં મૂલસૂત્ર) એ શબ્દ સૌથી પ્રથમ ક્યાં દૃષ્ટિગોચર થાય છે તે જાણવું બાકી રહે છે

દિગંબર ગ્રંથો પૈકી **શ્રીઅકલંકદેવકૃત તત્ત્વાર્થરાજવાર્તિક**ના ૫૧ મા પૃષ્ઠમાં અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય એ બે સંજ્ઞા અને એના ૫૪ મા પૃષ્ઠમાં અંગબાહ્યના અવાંતર ભેદરૂપે કાલિક અને ઉત્કાલિક એ બે સંજ્ઞા નોંધાયેલી છે

---

પ્રશ્નો ગુરુદેવને પૂછે આ પ્રમાણે છેદસૂત્રનું સ્વરૂપ 'સિદ્ધચક્ર' (વ ૧, અં ૧, પૃ ૧૫)માં સમજાવાયું છે, પરંતુ તે ક્યા કથનને આધારે છે તે ત્યાં સૂચવાયું નથી કદાચ એ અભિધાનરાજેન્દ્ર (ભા ૩ પૃ ૧૩૬૧)માં આપેલી પંચકપ્પભાસ (પંચકલ્પભાષ્ય)ની નિમ્નલિખિત ગાથા ઉપરથી અપાયું હોય —

" परिणाम अपरिणामा अइपरिणामा य तिविहा पुरिसा तु ।
णातूण छेदसुत्त परिणामगे होंति दायव्वं ॥ "

१ " जइ णं भंते ! समणेणं, जाव संपत्तेणं के अट्ठे पण्णत्ते ? ॥ ३ ॥ एवं खलु जंबू समणेणं भगवया जाव संपत्तेणं एवं उवंगाणं पंच वग्गा पण्णत्ता, तं जहा—निरयावलियाओ, कप्पवडिंसियाओ, पुप्फियाओ, पुप्फचूलियाओ, वण्हिदसाओ ॥ ४ ॥"

**બાર અંગોનાં નામ**—સમવાય (સૂ. ૧), નંદીસુત્ત (સૂ. ૪૫), અણુઓગદાર (અનુયોગદ્વાર) (સૂ. ૪૨) [1]ઇત્યાદિ ગ્રંથોમાં બાર અંગોના પ્રાકૃત નામો નજરે પડે છે એને લગતા પ્રસ્તુત ઉલ્લેખો નીચે મુજબ છે:—

(૧) "इमे दुवालसंगे [2]गणिपिडगे पन्नत्ते, तञ्जहा—आयारे १ सूयगडे २ ठाणे ३ समवाए ४ विवाहपन्नत्ती ५ नायाधम्मकहाओ ६ उवासगदसाओ ७ अंतगडदसाओ ८ अणुत्तरोववाइ(य)दसाओ ९ पण्हावागरणं १० विवागसुए ११ दिट्ठिवाए १२" [3]
—સમવાય (સૂ. ૧)

(૨) "दुवालसंगे गणिपिडगे प० तं० आयारे सूयगडे ठाणे समवाए विवाहपन्नत्ती नायाधम्मकहाओ उवासगदसाओ अंतगडदसाओ अणुत्तरोववाइयदसाओ पण्हावागरणाइं विवागसुए दिट्ठिवाए।"–સમવાય (સૂ. ૧૩૬, પત્ર ૧૦૬ આ)

(૩) 'से किं तं अंगपविट्ठं? अंगपविट्ठं दुवालसविहं पण्णत्तं, तंजहा—आयारो १ सूयगडो २ ठाणं ३ समवाओ ४ विवाहपन्नत्ती ५ नायाधम्मकहाओ ६ उवासगदसाओ ७ अंतगडदसाओ ८ अणुत्तरोववाइअदसाओ ९ पण्हावागरणाइं १० विवागसुअं ११ दिट्ठिवाओ १२"–
— નંદીસુત્ત (સૂ. ૪૫, પત્ર ૨૦૯ આ)

(૪) "से किं तं लोउत्तरिअं नोआगमतो भावसुअं? २ जं इमं अरिहंतेहिं भगवंतेहिं उप्पण्णनाणदंसणधरेहिं तीयपच्चुप्पण्णमणागयजाणएहिं सव्वण्णूहिं सव्वदरिसीहिं तिलुक्कवहितमहितपूइएहिं अप्पडिहयवरणाणदंसणधरेहिं पणीअं दुवालसंगं गणिपिडगं, तंजहा—आयारो सूअगडो ठाणं समवाओ विवाहपण्णत्ती नायाधम्मकहाओ, उवासगदसाओ, अणुत्तरोववाइअदसाओ, पण्हावागरणाइं विवागसुअं दिट्ठिवाओ अ, से तं लोउत्तरियं नोआगमतो भावसुयं"
—અણુઓગદાર (સૂ ૪૨, પત્ર ૩૭ અ)

આ પ્રમાણે બાર અંગોના પ્રાકૃત નામો નોંધાયેલાં છે.[4] એવી રીતે એનાં સંસ્કૃત

---

૧ જુઓ નંદીસુત્તના અંતમાં આપેલી અણુણ્ણાનંદી (પત્ર ૨૫૩ અ અને ૨૫૩ આ) તેમ જ બૃહન્નંદીનો અંતિમ ભાગ (પત્ર ૨૫૪ આ). તથા પક્ખિયસુત્ત (પાક્ષિકસૂત્ર)

૨. 'ગણિપિડગ' એ 'સંજ્ઞા' પણ દરેક અંગ માટે વપરાય છે એમ સમવાય (સૂ. ૫૭)ગત નિમ્નલિખિત પંક્તિ ઉપરથી ફલિત થાય છે:—

"तिण्हं गणिपिडगाणं आचारचूलियावज्जाणं सत्तावन्नं अज्झयणा, प० तं–आयारे सूयगडे ठाणे"

૩. આ ઉલ્લેખ આગમોદય સમિતિ તરફથી પ્રકાશિત સવૃત્તિક આવૃત્તિમાં [ ] આવા કૌંસમાં આપેલો છે એટલે એના સંપાદકમહાશય એને પૂર્તિરૂપ ગણતા હોય એમ જણાય છે. સમવાયની વૃત્તિ (પત્ર ૫ અ અને આ)માં, શ્રીઅભયદેવસૂરિએ આ ઉલ્લેખને પ્રક્ષિપ્ત ગણ્યો નથી એમ તેમણે કરેલી વ્યાખ્યા ઉપરથી જોઈ શકાય છે પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:—

"तद्यथेत्युदाहरणोपदर्शने, आचार इत्यादि द्वादश पदानि वक्ष्यमाणनिर्वचनानीति कण्ठ्यानि"

૪. ૧૧ અંગોનાં નામ શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત વિચારલવલેસની ૩૪૪ મી અને ૩૪૫ મી ગાથામાં છે. એ ગાથાઓ નીચે મુજબ છે:—

નામો પણ જોવાય છે દાખલા તરીકે તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર (અ ૧, સૂ ૨૦)ના ભાષ્ય-(પૃ ૯૦)મા નીચે પ્રમાણે બાર અગોના નામનો નિર્દેશ છે —

"अङ्गप्रविष्ट द्वादशविधम् । तद्यथा–आचार, सूत्रकृत, स्थान, समवाय, व्याख्याप्रज्ञप्ति, ज्ञातकर्मकथा उपासकाध्ययनदशा, अन्तकृद्दशा अनुत्तरौपपातिकदशा, प्रश्नव्याकरण, विपाकसूत्र, दृष्टिपात इति ।"

વળી કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિકૃત નામમાલા નામે અભિધાનચિન્તામણિના બીજા કાડના નીચે મુજબના પદ્યોમા બાર અગોના નામ છે —

"आचाराङ्ग सूत्रकृत स्थानाङ्ग समवाययुक् ।
पञ्चम भगवत्यङ्ग ज्ञातधर्मकथाऽपि च ॥ १५७ ॥
उपासकान्तकृदनुत्तरौपपातिकाद् दशा ।
प्रश्नव्याकरण चैव विपाकश्रुतमेव च ॥ १५८ ॥
इत्येकादश सोपाङ्गान्यङ्गानि द्वादश पुन ।
दृष्टिवादो द्वादशाङ्गी स्याद् गणिपिटकाह्वया ॥ १५९ ॥"

આ ઉપરથી આપણે બાર અગોના પ્રાકૃત અને સસ્કૃત નામો નીચે મુજબ રજુ કરી શકીએ —

(૧) આયાર (આચાર), (૨) [1]સૂયગડ (સૂત્રકૃત), (૩) ઠાણ (સ્થાન), (૪) સમવાય ([2]સમવાય) (૫) વિવાહપણ્ણત્તિ ([3]વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ), (૬) નાયાધમ્મકહા ([4]જ્ઞાતધર્મકથા), (૭) ઉવાસગદસા ([5]ઉપાસકદશા), (૮) અતગડદસા (અતકૃદ્દશા), (૯) અનુત્તરોવવાઇયદસા (અનુત્તરોપપાતિકદશા), (૧૦) પણ્હાવાગરણ (પ્રશ્નવ્યાકરણ) (૧૧) વિવાગસુય ([6]વિપાકસૂત્ર) અને (૧૨) દિટ્ઠિવાય (દૃષ્ટિવાદ)

તત્ત્વાર્થરાજવાર્તિક (પૃ ૫૧)મા પણ પ્રાય આ જ નામો છે, કેમકે છઠ્ઠાથી નવમા

---

[1] "आयारो १ सूयगडे २ ठाण ३ समवाय ४ भगवईअग ५ ।
नायाधम्मकहाओ ६ उवासगदसाओ ७ सत्तमय ॥ ३४४ ॥
अतगडाण च दसा ८ अणुत्तरोववाइयादसा तत्तो ९ ।
पण्हावागरण १० तह इक्कारसम विवागसुय ११ ॥ ३४५ ॥"

આ તેમજ બીજા પણ કેટલાક અગોના અન્ય નામો છે, પરતુ તે હકીકત તે તે અગનો પરિચય આપતી વેળા વિચારાશે

[2] આ શબ્દ સમસસ્કૃત છે અર્થાત્ તે સસ્કૃત તેમજ પ્રાકૃત એમ ઉભયસ્વરૂપી છે

[3] આને 'ભગવતી' પણ કહે છે જુઓ આ જ પૃષ્ઠ

[4] આને જ્ઞાતાધર્મકથા પણ કહેવામાં આવે છે જુઓ આ જ પૃષ્ઠ

[5] તત્ત્વાર્થાધિગમશાસ્ત્રના ભાષ્ય (પૃ ૯૦)માં આને ઉપાસકાધ્યયનદશા કહેલ છે

[6] આને વિપાકશ્રુત પણ કહે છે જુઓ આ જ પૃષ્ઠ

સુધીનાં અંગનાં નામોમાં થોડોક ફેર છે. એ નામો અનુક્રમે જ્ઞાતૃધર્મકથા, ઉપાસકાધ્યયન, અંતકૃદ્દશા અને અનુત્તરૌપપાદિકદશા છે.

દુવાલસંગ ગણિપિડગ—ઉપર્યુક્ત બારે અંગોના સમૂહને સંસ્કૃતમાં 'દ્વાદશાંગી' અને પ્રાકૃતમાં 'દુવાલસંગી' કહેવામાં આવે છે.[1] સમવાય (સૂ. ૧ અને ૧૨૬)માં તેમજ અન્યત્ર 'દુવાલસંગ ગણિપિડગ' એવો જે ઉલ્લેખ જોવાય છે તેનો અર્થ હવે વિચારીશું. 'દુવાલસંગ' અને 'ગણિપિડગ' ને સંસ્કૃતમાં અનુક્રમે 'દ્વાદશાંગ' અને 'ગણિપિટક' કહેવામાં આવે છે. તેમા ગણિપિટકનો જે અર્થ શ્રીઅભયદેવસૂરિએ સમવાયની વૃત્તિમાં ત્રણ સ્થળે સમજાવ્યો છે તેની આપણે અત્ર નોંધ લઇશું:—

(૧) "द्वादशाङ्गानि यस्मिंस्तद् द्वादशाङ्गं गणिनः—आचार्यस्य पिटकमिव पिटकं गणिपिटकं, यथाहि वालञ्जुकवाणिजकस्य पिटकं सर्वस्वाधारभूतं भवति एवमाचार्यस्य द्वादशाङ्गं ज्ञानादिगुणरत्न-सर्वस्वाधारकल्प भवतीति भावः ॥"—પત્ર ૫ અ

(૨) "द्वादशाङ्गानि-आचारादीनि यस्मिंस्तद् द्वादशाङ्गं, गुणानां गणोऽस्यास्तीति गणी-आचार्यस्तस्य पिटकमिव पिटक-सर्वस्वभाजन गणिपिटकं, अथवा गणिशब्दः परिच्छेदवचनः, तथा चोक्तम्—

"आयारंमि अहीए जं नाओ होइ समणधम्मो उ।
तम्हा आयारधरो भणइ पढमं गणिट्ठाणं ॥"[3]

परिच्छेदस्थानमित्यर्थः, ततश्च परिच्छेदसमूहो गणिपिटकं "अत्र चैवं पदघटना—एतेतद् गणिपिटकं तद् द्वादशाङ्गं प्रज्ञप्तं, तद्यथा—आचारः सूत्रकृत इत्यादि ॥"—પત્ર ૧૦૭ અ

(૩) "गणिनः—आचार्यस्य पिटकानीव पिटकानि सर्वस्वभाजनानीति गम्यते गणिपिटकानि"
—પત્ર ૭૩ આ

હવે આપણે આ સબંધમાં અણુઓગદાર (સૂ. ૪૨)ની મલધારી શ્રીહેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ (પત્ર ૩૮ અ)માં ગણિપિટક પરત્વે જે નીચે મુજબ ઉલ્લેખ છે તે જોઇ લઇએ:—

"किं तत् ? द्वादशाङ्गं श्रुतं परमपुरुषस्याङ्गानीवाङ्गानि द्वादश अङ्गानि—आचारादीनि यत्र तद् द्वादशाङ्गं, किम्भूतम् ? 'गणिपिटकं' गुणगणोऽस्यास्तीति गणी—आचार्यस्तस्य पिटकं—सर्वस्वं गणिपिटकम्"

સાથે સાથે આપણે કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિએ અભિધાનચિન્તામણિના બીજા કાંડના ૧૫૯ મા પદ્યની વિવૃતિમા જે ઉલ્લેખ કર્યો છે તેનો નીચે મુજબનો પ્રસ્તુત ભાગ અત્ર નોંધી લઇએ:—

---

૧. આ પ્રમાણે આચાર વગેરે અગ્યાર અંગોના સમૂહને 'એકાદશાંગી' કહેવામાં આવે છે

૨. તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર (અ ૧, સૂ. ૨૦)ની શ્રીસિદ્ધસેનીય ટીકા (પૃ ૮૯)માં 'આપ્તવચન' સમજાવતાં જે કહ્યુ છે તે પણ જોઇ લઇએ:

"कथं इदमुच्यते—आप्तस्य—तीर्थकृतो वचनं द्वादशाङ्गं गणिपिटकमिति...एवमेभिरनर्थान्तर-वर्तिभिः एकोऽर्थः प्रतिपाद्यते द्वादशाङ्गं गणिपिटकमिति यावत्, स चावश्यकादिराचारादिश्च ॥"

૩ આ આયારનિજ્જુત્તિની દસમી ગાથા છે.

"द्वादशानामाचारादीनां दृष्टिवादान्तानामङ्गानां समाहारो द्वादशाङ्गी ॥ १ ॥ गुणानां साधूनां वा गणो विद्यतेऽस्य गणी आचार्य, गणिनां साक्षप्रवचनाध्येता, तस्य पिटकमिव सर्वार्थ रत्नाधारत्वात् गणिपिटकं तदाह्या, द्वादशाङ्गी गणिपिटकमुच्यते इत्यर्थ ॥ २ ॥ १५९"–પૃ ૧૦૫

વિશેષમા પક્ખિયસુત્તની શ્રીયશોદેવસૂરિકૃત વૃત્તિ (પત્ર ૭૨ આ)મા 'દુવાલસગ ગણિપિડગ' વિષે નીચે મુજબ જે ઉલ્લેખ કરાયો છે તે પણ જોઇ લઇએ —

"द्वादशाङ्ग द्वादशानामङ्गानां समाहारो द्वादशाङ्ग, किंविशिष्टमित्याह– गणिपिडग' ति गुणगण साधुगणो वाऽस्यास्तीति गणी–आचार्यस्तस्य पिटकमिव–रत्नादिकरण्डक इव पिटकं गणिपिटकं सर्वार्थसार कोशभूतमित्यर्थ "

દ્વાદશાગ ગણિપિટકના સબધમા ઉપર જે કહેવાયુ છે તેનો વિચાર કરતા નીચે મુજબના મુદ્દાઓ ઉદ્ભવે છે —

(૧) 'દ્વાદશાગ'નો પ્રયોગ નામરૂપે તેમજ વિશેષણરૂપે એમ ઉભય સ્વરૂપમા જોવાય છે નામરૂપ દ્વાદશાગથી 'બાર અગોનો સમાહાર–સમૂહ' એમ સમજવાનુ છે, જ્યારે વિશેષણરૂપ દ્વાદશાગથી 'બાર અગવાળુ' એમ સમજવાનું છે વળી દ્વાદશાગને નામરૂપ ગણતી વેળા 'ગણિપિટકરૂપ દ્વાદશાગ' એમ ઘટના કરાય છે

(૨) ગણિપિટક (પ્રા ગણિપિડગ) એ મ ના પ્રત્યેક અગ માટે તેમ જ બારે અગોના સમુદાય યાને દ્વાદશાગી માટે પણ યોજાયેલી છે અને તેમા પણ દ્વાદશાગી માટે એ સજ્ઞા વિશેષ પ્રચલિત છે

(૩) ગણિપિટકમા 'ગણિન્' અને 'પિટક' એ બે શબ્દો છે તેમા 'ગણિન્'નો અર્થ 'આચાર્ય' તેમ જ 'પરિચ્છેદ' થાય છે, અને 'પિટકનો અર્થ' રત્ન વગેરેનો કરડિયો કે સર્વસ્વનુ ભાજન થાય છે વળી 'આચાર્ય' વાચક 'ગણિન્' શબ્દ જે 'ગણ' શબ્દ ઉપરથી બનેલો છે તેનો અર્થ 'સમુદાય' થાય છે એ સમુદાયથી 'ગુણોનો સમુદાય' અથવા તો 'સાધુઓનો સમુદાય' સમજવાનો છે 'ગણિન્' શબ્દને 'પરિચ્છેદ'વાચક ગણતા ગણિપિટકનો અર્થ 'પરિચ્છેદનો સમૂહ' એવો કરાય છે, પરતુ તેમ કરવામા 'પિટક'નો અર્થ 'સમૂહ' કરાય છે

(૪) આચાર્યના પિટકને વાલજુક વાણિજકના પિટક સાથે સરખાવાયુ છે

(૫) જેમ વાણિજકને પોતાનુ પિટક સર્વસ્વના આધારરૂપ છે તેમ આચાર્યને ગણિપિટક એ ગુણાદિ રત્નના આધારરૂપ છે



૧ આ 'પિટક' શબ્દ બૌદ્ધોના મૂળભૂત શાસ્ત્ર માટે યોજાયેલો છે જેમ કે વિનયપિટક ઇત્યાદિ

# પ્રકરણ ૨ જું

## દ્વાદશાંગીનો ઉદ્ભવ

અત્યાર સુધીમાં અનંત કાલચક્રો વ્યતીત થઇ ગયાં અને એ દૃષ્ટિએ અનંત તીર્થંકરો થઇ ગયા. આ પ્રત્યેક તીર્થંકરના ગણધરોએ દ્વાદશાંગીઓ રચી છે, પરંતુ આજે તો આસન્નોપકારી, ચરમ તીર્થંકર, શ્રમણ ભગવાન્ **મહાવીરસ્વામી**ના પાંચમા ગણધર **શ્રીસુધર્મસ્વામી**એ રચેલી ગણાતી દ્વાદશાંગીનો અમુક જ ભાગ ઉપલબ્ધ છે. પ્રભુ **મહાવીરસ્વામી**ના આ પાંચમા ગણધરને હાથે તેમ જ બાકીના ૧૦ ગણધરોને[1] હાથે દ્વાદશાંગીરૂપ અંગપ્રવિષ્ટ શ્રુતની રચના થઇ હતી. તે હકીકત[2] શ્રીઇન્દ્રભૂતિ પરત્વે અત્ર રજુ કરવામાં આવે છે.

એ ગણધર ભાગવતી દીક્ષા અંગીકાર કર્યા બાદ તીર્થંકરને પ્રણિપાત કરી "किं तत्तं" એમ પ્રશ્ન કરે છે. એનો ઉત્તર "उप्पन्नेइ वा" એમ તીર્થંકર આપે છે. ત્યાર બાદ ફરીથી પગે લાગી એ ગણધર ફરીથી "किं तत्तं" એમ પૂછે છે. એનો ઉત્તર તીર્થંકર "विगमेइ वा" એમ આપે છે, એટલે ત્રીજી વાર પગે પડી એ ગણધર "किं तत्तं" એમ એનો એ જ પ્રશ્ન કરે છે. એનો ઉત્તર તીર્થંકર "धुवेइ वा" એવો આપે છે. આ પ્રમાણેના પ્રભુને પગે પડીને એ ગણધરે પૂછેલા ત્રણ પ્રશ્નોને પ્રશ્નત્રિતય,[3] ત્રણ નિષદ્યા[4] અને નિષદ્યાત્રય એમ વિવિધ નામથી ઓળખાવાય છે. આ નિષદ્યાત્રયથી અને એના ઉત્તરરૂપ[5] ત્રિપદીથી એ ગણધરને ગણધરનામકર્મનો ઉદય થાય છે, અને ઉત્કૃષ્ટ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય છે. તેમ થતાં એક મત મુજબ એ ગણધર સૌથી પ્રથમ [6]ચૌદ પૂર્વો રચે છે[7] અને ત્યાર

---

૧. ૧૧ ગણધરોનાં નામ અનુક્રમે (૧) ઇન્દ્રભૂતિ (**ગૌતમસ્વામી**), (૨) **અગ્નિભૂતિ**, (૩) **વાયુભૂતિ**, (૪) વ્યક્ત, (૫) **સુધર્મસ્વામી**, (૬) સંડિક, (૭) **મૌર્યપુત્ર**, (૮) **અકંપિત**, (૯) **અચલભ્રાતા**, (૧૦) **મેતાર્ય** અને (૧૧) **પ્રભાસ** છે.

૨. જુઓ **સિદ્ધચક્ર** (વ. ૪, અં. ૧૭, પૃ. ૪૦૨-૩).

૩. किं तत्तं એમ ત્રણ વાર પૂછાયેલા પ્રશ્નને 'પ્રશ્નત્રિતય' કહેવામાં આવે છે.

૪. किं तत्तं રૂપ પ્રશ્ન એ એક નિષદ્યા ગણાય છે. આ પ્રમાણે અત્ર કુલ નિષદ્યા ત્રણ છે.

૫. उप्पन्नेइ वा, विगमेइ वा અને धुवेइ वा એ દરેકને 'પદ' કહેવામાં આવે છે. એથી એ ત્રણેના સમૂહને 'ત્રિપદી' કે 'પદત્રયી' કહેવામાં આવે છે.

૬. **દિટ્ઠિવાય** નામના બારમા અંગના (૧) પરિકમ્મ, (૨) સુત્ત, (૩) પુવ્વગય (૪) અણુઓગ અને (૫) ચૂલિયા એમ પાંચ વિભાગો છે જેને અનુક્રમે સંસ્કૃતમાં, પરિકર્મ, સૂત્ર, પૂર્વગત, અનુયોગ અને ચૂલિકા કહેવામાં આવે છે. એ પૈકી ત્રીજા વિભાગના ચૌદ પેટાવિભાગો છે જે દરેકને પુવ્વ (સ. પૂર્વ) કહેવામાં આવે છે. આ સંબંધમાં વિશેષ વિચાર આગળ ઉપર કરાશે.

૭ ઉપલક્ષણથી પરિકર્માદિ ચાર વિભાગની રચના પણ ઘટાવી લેવાની હોય એમ જણાય છે. જુઓ ૧૧મા પૃષ્ઠનું પહેલુ ટિપ્પણ આ વિભાગોના સંબંધમાં આગમોદ્ધારક શ્રી**આનંદસાગરસૂરિ**એ **સિદ્ધચક્ર** (વ. ૪, અં. ૧૭, પૃ. ૪૦૨)માં કહ્યુ છે કે 'પૂર્વગત શ્રુતોને અધ્યયન કરવાની અનુકૂળતા પડે માટે, જેમ વ્યાકરણશાસ્ત્રોમાં પ્રથમ સંજ્ઞા વગેરે પ્રકરણો કરવાં પડે છે તેમ **પરિકર્મ** અને **સૂત્રો**ની રચના કરવી પડે છે. પછી પૂર્વોની વ્યાખ્યાશૈલી આદિને માટે, વર્તમાન સૂત્રોની વ્યાખ્યા માટે જેમ

બાદ આચાર આદિ અગિયાર અંગો રચે છે,[1] અને બીજા મત મુજબ આચારથી માંડીને બાર અંગો રચે છે

અત્ર એ ઉમેરવું જરૂરી જણાય છે કે શ્રીઇન્દ્રભૂતિ સિવાયના બધા ગણધરો માટે ત્રણ જ નિષદ્યા નથી એટલે કે નિષદ્યાની સંખ્યા ગણધર દીઠ જુદી જુદી હોઈ શકે છે[2]

આ ઉપરથી જોઈ શકાશે કે 'નિષદ્યા' એ [3]સાર્વ સિદ્ધાન્તની જડ છે, અને એક રીતે વિચારતાં તીર્થંકરે આપેલા ઉત્તરો કે જે 'ત્રિપદી'ના નામથી ઓળખાય છે તે સાર્વ સિદ્ધાન્તની જડ છે આ પ્રમાણે જૈન આગમોના મૂળરૂપે ગણવા લાયક અને એથી કરીને તેમ ગણાતી એવી નિષદ્યા અને ત્રિપદી વિષે જે અન્યાય ઉલ્લેખો મારા વાંચવામાં આવ્યા છે તેની નોંધ કરવા હું પ્રેરાઉં છું તેમાં નિષદ્યા (પ્રા નિસેજ્જા)ને લગતા ઉલ્લેખો નીચે મુજબ છે —

(૧) આવસ્સયસુત્તની નિજ્જુત્તિની "લદ્ધયમિ"વાળી ૭૩૫ મી ગાથાની ટીકા (પત્ર ૩૭૭ અ)માં શ્રીયાકિનીમહત્તરાધર્મસૂનુ શ્રીહરિભદ્રસૂરિએ કરેલો નીચે મુજબનો ઉલ્લેખ —

---

અનુયોગદ્વાર રચાય છે તેવી રીતે પૂર્વાનુયોગની રચના રચાય અને જેમ દશવૈકાલિક આચારાંગ યાવત્ પંચપરમેષ્ઠિનમસ્કાર આદિ સૂત્રોમાં ચૂલિકાઓ હોય છે, તેવી રીતે પૂર્વગતના અંતમાં તે તે પૂર્વને અંગે જે જે ચૂલિકાઓની જરૂર હોય તે રચાય"

અહીં પૂર્વાનુયોગથી ઉપર જણાવેલ 'અનુયોગ' સમજવો, કેમકે એ એનું નામાંતર છે જુઓ અભિધાનચિન્તામણિ (કાં ૨)નું નિમ્નલિખિત પદ્ય —

" परिकर्म-सूत्र-पूर्वानुयोग-पूर्वगत-चूलिका: पञ्च ।
स्युर्दृष्टिवादभेदा: पूर्वाणि चतुर्दशापि पूर्वगते ॥ १६० ॥"

૧ સમવાયની વૃત્તિ (પત્ર ૧૦૮ અ)માં શ્રીઅભયદેવસૂરિએ કહ્યું છે કે—

'सेणमित्यादि स आचारो णमिति वाक्यालङ्कार अङ्गलक्षणवस्तुत्वेन प्रथममङ्ग स्थापनामधिकृत्य, रचनाऽपेक्षया तु द्वादशमङ्ग ।"

૨. જુઓ પૃ ૧૪

૩ 'સાર્વ' શબ્દના બે અર્થો થાય છે (૧) સર્વ જીવને હિતકારી અને (૨) અરિહંત યાને તીર્થંકર આ બંને અર્થો અત્ર પ્રસ્તુત છે

'સિદ્ધાન્ત' શબ્દના (૧) નિર્ણય, (૨) નિશ્ચિત મત અને (૩) ઉપપત્તિયુક્ત મૌલિક ગ્રંથ એમ ત્રણ અર્થો થાય છે આ ત્રણે અર્થ અત્ર ઓછેવત્તે અંશે ગ્રાહ્ય છે

'જડ' શબ્દ વિશેષણ તેમજ નામ એમ બંને પ્રકારનો છે તેમાં વિશેષણરૂપ 'જડ' શબ્દનો અર્થ 'ચૈતન્યથી રહિત' એવો થાય છે અને તે અત્ર અપ્રસ્તુત છે

નામરૂપ 'જડ' શબ્દના (૧) જડમૂળ (૨) ખીલી અને (૩) નારીના નાકનું ઘરેણું એમ ત્રણ અર્થો થાય છે એ ત્રણે અર્થો અત્ર ઘટાવી શકાય તેમ છે

આ પ્રમાણે સાર્વ સિદ્ધાન્તની જડનો અવયવાર્થ વિચારી હવે સમુદાયાર્થ વિચારીશું તો જણાશે કે એના છ અર્થ થઈ શકે છે (૧) સર્વ જીવોને હિતકારી સિદ્ધાન્તનું મૂળ (૨) અરિહંતના નિશ્ચિત મતનું મૂળ, (૩) જૈન મતનું મૂળ, (૪) જૈન આગમોનું મૂળ, (૫) જૈન દૃષ્ટિરૂપ નારીના નાકનું ઘરેણું અને (૬) જૈન શાસ્ત્રસંદિતરૂપ સન્નારીના નાકનું ઘરેણું

" तत्र गौतमस्वामिना निषद्यात्रयेण चतुर्दश पूर्वाणि गृहीतानि । प्रणिपत्य पृच्छा निषद्योच्यते । भगवांश्चाचष्टे–'उप्पण्णेइ वा विगमेइ वा धुवेइ वा'[2] एता एव तिस्रो निषद्याः. आभ्य एव सकाशाद् गणभृताम् 'उत्पाद–व्यय–ध्रौव्ययुक्तं सत्'[3] इति प्रतीतिरुपजायते, अन्यथा सत्ताऽयोगात्, ततश्च ते पूर्वभवभावितमतयो द्वादशाङ्गमुपरचयन्ति ।"

(૨) વિસેસાવસ્સયભાસની ૨૦૮૪ મી ગાથાની મલધારી શ્રીહેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ (પત્ર ૮૬૦ આ–૮૬૧ અ)ગત નિમ્નલિખિત પંક્તિઃ—

---

૧. સરખાવો તત્ત્વાર્થાધિગમશાસ્ત્રની શ્રીસિદ્ધસેનગણિકૃત ટીકાની નિમ્નલિખિત પંક્તિઓઃ—

(૧) " यदुक्तं–प्रतिपादितं तीर्थकृद्भिः तदेव तीर्थकरप्रतिपादितमर्थजातम्–उत्पन्नमिति वा विनष्टमिति वा ध्रुवमिति वा इत्येवं तद् गृहीत्वा गणधरैः "–પ્રથમ વિભાગ, પૃ. ૯૨

આ ભાવાર્થ શ્રીસિદ્ધસેનદિવાકરકૃત વીસમી દ્વાત્રિંશિકાના નિમ્નલિખિત પદ્યમાં રજૂ થએલો રહ્યો છેઃ—

" उत्पादविगमध्रौव्यद्रव्यपर्यायसङ्ग्रहम् ।
कृत्स्नं श्रीवर्धमानस्य वर्धमानस्य शासनम् ॥ १ ॥ "

(૨) " भगवानपि व्याजहार प्रश्नत्रितयमात्रेण द्वादशाङ्गप्रवचनार्थं सकलवस्तुसङ्ग्राहित्वात् प्रथमतः किल गणधरेभ्यः–उप्पण्णेति वा विगमेति वा धुवेति वा"—પ્રથમ વિભાગ, પૃ. ૩૨૭

(૩) " तद् यदि तावदागमपूर्वकस्ततो भगवताऽऽख्यातं जगत्स्वरूपं प्रश्नत्रितयेनोत्पादादिना "
—પ્રથમ વિભાગ, પૃ. ૩૮૫

૨. દસવેયાલિયસુત્ત (દશવૈકાલિકસૂત્ર)ની શ્રીભદ્રબાહુસ્વામીએ રચેલી નિજ્જુત્તિની આઠમી ગાથાની શ્રીહરિભદ્રસૂરિકૃત વ્યાખ્યા (પત્ર ૭ અ)માં આઠમી ગાથાગત માઉપય નો વિચાર કરાતાં નીચે મુજબ ઉલ્લેખ કરાયો છેઃ—

" एकं मातृकापदं, तद्यथा—'उप्पन्नेइ वा' इत्यादि, इह प्रवचने दृष्टिवादे समस्तनयवादबीजभूतानि मातृकापदानि भवन्ति, तद्यथा–"उप्पन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा", अमूनि च (वा) मातृकापदानि 'अ आ इ ई' इत्येवमादीनि, सकलशब्दव्यवहारव्यापकत्वान्मातृकापदानि "

આ ઉલ્લેખ ઉપરથી એમ સમજાય છે કે उप्पन्नेइ वा, विगमेइ वा અને धुवेइ वा એ ત્રણેને પૃથક્ પૃથક્ 'માતૃકાપદ' અને ત્રણેના સમૂહને 'માતૃકાપદો' ગણવામાં આવે છે.

ઠાણની શ્રીઅભયદેવસૂરિકૃત ટીકા ( પત્ર ૨૨૩ અ)માં પણ આ જ હકીકત જોવાય છે.

૩. તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર (અ ૫)માં આ ૨૯ મા સૂત્રરૂપે નજરે પડે છે આ સૂત્રનાં ભાષ્ય અને એની બે ભાષ્યાનુસારિણી ટીકાઓ ખાસ પઠનીય છે, કેમકે એમાં અનેકાંતવાદનું ગૂઢ રહસ્ય સમાયેલું છે. વિશેષમાં બૌદ્ધ વિદ્વાન્ શ્રીનાગાર્જુને મધ્યમકારિકાગત સંસ્કૃતપરીક્ષાનામક પ્રકરણ (પૃ. ૪૫–૫૭)માં ઉત્પાદ–સ્થિતિ–ભંગોનો નિરાસ કર્યો છે તે તો જૈન દર્શનના અભ્યાસીઓને જરૂર જોવો ઘટે.

અત્ર મેં જે અનેકાંતવાદનો ઉલ્લેખ કર્યો છે તેને અને સ્યાદ્વાદને હું તો એક જ ગણું છું. અનેકાંતવાદમાંથી સ્યાદ્વાદ ઉદ્ભવ્યો એમ ડૉ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે અને શ્રીયુત જગદીશચંદ્ર જૈનીએ પ્રરૂપી એ બેની ભિન્નતા સૂચવી છે ખરી, પરંતુ તે બાબતમાં કોઇ પ્રમાણ કે શાસ્ત્રીય પાઠ તેમણે રજૂ કરેલ જણાતા નથી, તો તેમ કરવા તેમને મારી સાદર વિજ્ઞપ્તિ છે.

"तत्र श्रीगौतमस्वामिना निषद्यात्रयेण चतुर्दश पूर्वाणि गृहीतानि । प्रणिपत्य पृच्छा च निषद्योच्यते । प्रणिपत्य पृच्छति गौतमस्वामी–कथय भगवन्! तत्त्वम् । ततो भगवानाचष्टे–उप्पेइ वा[1] । पुनस्तथैव पृष्टे प्राह–विगमेइ वा[2] । पुनरप्येव कृते वदति–धुवेइ वा[3] । एतास्तिस्रो निषद्या । आसामेव सकाशात् 'यद् सत् तदुत्पादव्ययध्रौव्ययुक्तम्, अन्यथा वस्तुन सत्ताऽयोगात्' इत्येव तेषा गणभृता प्रतीतिर्भवति ।"[4]

(૩) આવસ્સયસુત્તની નિજ્જુત્તિની ૭૩૫ મી ગાથાની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિ (પત્ર ૩૬૩ અ)ગત નિમ્નલિખિત ઉલ્લેખ—

"तत्र भगवता गौतमस्वामिना निषद्यात्रयेण चतुर्दश पूर्वाणि गृहीतानि । प्रणिपत्य पृच्छा निषद्योच्यते । भगवान् वर्द्धमानस्वामी उक्तवान्–'उप्पन्नेइ वा विगमेइ वा धुवेइ वा' उत्पन्न इति उत्पत्तिस्वभाव, विगम इति विनाशधर्मा इति भाव, ध्रुव इति स्थितिधर्मा, एता एव तिस्रो गणभृता निषद्या, तथाहि–एतासामेव सकाशात् उत्पादव्ययध्रौव्ययुक्त सदिति गणभृता प्रतीतिरुपजायते, अन्यथा सत्ताया अनुपपत्तेरिति"

(૪) શ્રીજિનપ્રભસૂરિકૃત અપાપાપુરી(સંક્ષિપ્ત)કલ્પનું નીચે મુજબનું પદ્ય—

"चक्रे तीर्थप्रवृत्ति चरमजिनपतिर्यत्र वैशाखशुक्लै-
कादश्यामेव रात्रौ वनमनु 'महसेना'ह्वय 'जृम्भिकात्' ।
सच्छात्रास्तत्र चैकादश गणपतयो दीक्षिता गौतमाद्या
जग्मुर्द्वादशाङ्गीं भवजलधितरीं ते निषद्यात्रयेण ॥ २ ॥"

(૫) પજ્જુસણાકપ્પ (પર્યુષણાકલ્પ) જે કલ્પસૂત્ર તરીકે સુપ્રસિદ્ધ છે તેની મહોપાધ્યાય શ્રીધર્મસાગરગણિકૃત ટીકા નામે કલ્પકિરણાવલી (પત્ર ૧૨૦આ)માંનો નીચે મુજબનો ઉલ્લેખ—

"एव चतुश्चत्वारिंशच्छतानि द्विजा प्रव्रजितास्तत्र मुख्यानामेकादशाना त्रिपदीपूर्वक एकादशाङ्गचतुर्दशपूर्वरचना गणधरपदप्रतिष्ठा च, ते चैव तत्र श्रीगौतमस्वामिना निषद्यात्रयेण चतुर्दश पूर्वाणि गृहीतानि । प्रणिपत्य पृच्छा च निषद्योच्यते । प्रणिपत्य पृच्छति गौतमस्वामी–कथय भगवन्! तत्त्व । ततो भगवानाचष्टे–'उप्पन्नेइ वा', पुनस्तथैव पृष्टे प्राह–'विगमेइ वा', पुनरप्येव कृते वदति–'धुवेइ वा' । एतास्तिस्रो निषद्या । आसामेव सकाशादुत्पत्तदुत्पादव्ययध्रौव्ययुक्त, अन्यथा वस्तुन सत्ताऽयोगादित्येव तेषा गणभृता प्रतीतिर्भवति"

(૬) આગમોદ્ધારક શ્રીઆનંદસાગરસૂરિના "આવશ્યકસૂત્ર અને તેની નિર્યુક્તિ"ના લેખમાંની નીચે મુજબની પંક્તિઓ—

"ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના ઉપનેઇ વા વગેરે પ્રશ્નવાળી ત્રણ નિષદ્યાથી કે બીજા પ્રશ્નોથી કે અગર તે સિવાય ભગવાનની સ્વતંત્ર નિરૂપણાથી ગણધર મહારાજાઓ જે અંગ પ્રવિષ્ટ કે તે સિવાયની રચના કરે" —સિદ્ધચક્ર (વ ૪, અ ૯, પૃ ૨૦૪)

---

૧-૨-૩ પં હરગોવિંદદાસે સંપાદિત કરેલી આવૃત્તિ (પત્ર ૮૩૧ આ)માં આની જગ્યા "૧ उत्पद्यन्ते वा । २ विगच्छन्ति वा । ३ ध्रुवाणि वा ।" એમ છે

૪ આ પંક્તિના ભાવાર્થ માટે જુઓ શ્રીવિશેષાવશ્યકભાષ્યાન્તર (ભાગ ૨, પૃ ૧૫૪)

"વળી સમગ્ર સૂત્રોની અંદર આ એક જ એવું સૂત્ર છે કે જે ભગવાન જિનેશ્વર મહારાજથી મળેલી उपन्नेइ वा વગેરે ત્રણ નિષદ્યાથી રચાએલા બાર અંગમાં સ્થાન નહિ પામેલું છતાં ૧૧ કે ૧૨ અંગોના અભ્યાસમાં પ્રથમ સ્થાન આ **આવશ્યકસૂત્રને** જ આપવામાં આવ્યું છે, અને તેથી જ સૂત્રકારોએ सामाइयमाइआई इक्कारस अंगाइं એવો તથા सामाइयमाइबिंदुसारपज्जंतं એમ નિર્યુક્તિકાર મહારાજે જણાવી ૧૧ અને ૧૨ અંગોમાં અધ્યયનની અપેક્ષાએ પ્રથમ સ્થાન उपन्नेइ वा વગેરે ત્રિપદીની વખતે નહિ રચાયા છતાં અભ્યાસની અપેક્ષાએ આ **આવશ્યકને** જ મળેલુ છે." —એજન, પૃ૦ ૨૦૬

(૭) **સાગરસમાધાનની** નીચે મુજબની પંક્તિઓ:—

"ગણધર મહારાજા દીક્ષા લીધા પછી ત્રિલોકનાથને એક પ્રદક્ષિણા કરી ખમાસમણથી પાદપતિત થઈ किं तत्त એમ પ્રશ્ન કરે અને ત્રિલોકનાથ ઉત્તર આપે કે उप्पन्नेइ वा, પછી બીજી પ્રદક્ષિણા કરી પાદપતિત થઈ બીજી વખત किं तत्तं એમ પૂછે ત્યારે विगमेइ वा એમ કહે, અને ત્રીજી વખત પ્રદક્ષિણા કરી પાદપતિત થઈ किं तत्तं એમ પૂછે ત્યારે धुवेइ वा એમ કહે. આવી રીતે થયેલા ત્રણ પ્રશ્નોત્તરોને **નિષદ્યા** કહેવાય છે અને તે ત્રણ નિષદ્યાથી તે ગણધર મહારાજાઓને ગણધરનામકર્મનો ઉદય થાય અને ઉત્કૃષ્ટ એવાં મતિ અને શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય."
—એજન (વ. ૪, અં. ૧૭, પૃ. ૪૦૨)

આ પ્રમાણે 'નિષદ્યા' ને લગતા ઉલ્લેખો જોવાય છે. 'નિષદ્યા' માટે પ્રાકૃતમાં 'निसेज्जा' શબ્દનો પ્રયોગ કરાયો છે. એને લગતો [1]એક ઉલ્લેખ **આવસ્સયનિજ્જુત્તિની** खइयम्मिवाળી ૭૩૫મી ગાથાની શ્રીજિનદાસગણિમહત્તરકૃત ચૂર્ણિમાં ૩૭૦મા પત્રમાં નીચે મુજબ મળે છે:—

"तं कहं गहितं **गोयमसामिणा**? तिथिहं (तीहिं) निसेज्जाहिं चोद्दस पुव्वाणि उप्पादिताणि। निसेज्जा णाम पणवतिऊण जा पुच्छा। किं च वागरेति भगवं? 'उप्पन्ने विगते धुवे', एताओ तिन्नि निसेज्जाओ, उप्पन्ने त्ति जे उप्पन्निमा भावा ते उवागच्छति, विगते त्ति जे विगतिस्सभावा ते विगच्छति, धुवा जे अविणासधम्मिणो, सेसाण अणियता णिसेज्जा, ते य ताणि पुच्छिऊण एगतमं ते सुत्त करेति जारिसं जहा भणितं।"

હવે 'ત્રિપદી' અને એના પર્યાયને લગતા ઉલ્લેખો વિષે હું નિર્દેશ કરું છું. એ ઉલ્લેખો નીચે મુજબ છે—

(૧) કવીશ્વર **ધનપાલ**કૃત **તિલકમંજરી**નુ નીચે મુજબનું ૧૯મું પદ્ય:—

"नमो जगन्नमस्याय मुनीन्द्रायेन्द्रभूतये।
यः प्राप्य त्रिपदीं वाचा विश्वं विष्णुरिवानशे ॥१९॥"

(૨) **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** (પ. ૧. સ. ૩)'નું નિમ્નલિખિત પદ્ય:—

'उत्पादो विगमो ध्रौव्यमिति पुण्यां पदत्रयीम्।
उद्दिदेश जगन्नाथ सर्ववाङ्मयमातृकाम् ॥ ६५८ ॥"

---

૧. બીજો ઉલ્લેખ આ ચૂર્ણિના ૩૩૬ મા પત્રમાં છે. એની નોંધ ત્રીજા પ્રકરણમાં લેવામાં આવી છે

(૩) શ્રીમુનિરત્ને વિ. સં. ૧૨૫૫માં રચેલા અમમચરિત્રનું નિમ્નલિખિત પદ્ય —

"स्तौमि श्रीगौतमादींस्तानेकादशमहाकवीन् ।
यैरपूरि द्वादशाङ्गं समस्या त्रिपदी गुणे ॥"

(૪) ધર્મવિધિની શ્રીઉદયસિંહે વિ. સં. ૧૨૮૬માં રચેલી વૃત્તિનું મંગલાચરણરૂપ નીચે મુજબનું પદ્ય —

"सा श्रीपार्श्वजिनो गौः सद्धर्मारम्भकृतिनिर्वाणाख्या ।
त्रिपद्यान्वितयाऽपि यया भुवनत्रयगोचरोऽव्यापि ॥"

(૫) શ્રીદેવેન્દ્રસૂરિકૃત કર્મવિપાક (નવ્ય કર્મવિપાક)ની સ્વોપજ્ઞ વૃત્તિનું પ્રશસ્તિગત નિમ્નલિખિત પદ્ય —

"विष्णोरिव यस्य विभोः पदत्रयी व्यानशे जगन्निखिलम् ।
कर्ममलपटलजलदः स श्रीवीरो जिनो जयतु ॥ १ ॥"

(૬) શ્રીદેવાનન્દસૂરિકૃત [1]ગૌતમાષ્ટકનું નીચે મુજબનું દ્વિતીય પદ્ય —

"श्रीवर्द्धमानात् त्रिपदीमवाप्य, मुहूर्तमात्रेण कृतानि येन ।
अङ्गानि पूर्वाणि चतुर्दशापि स गौतमो यच्छतु वाञ्छितं मे ॥ २ ॥"

(૭) પજ્જુસણાકપ્પની શ્રીલક્ષ્મીકીર્તિના શિષ્ય શ્રીલક્ષ્મીવલ્લભે રચેલી કલ્પદ્રુમકલિકા[2] નામની વૃત્તિ (પત્ર ૧૪૧ અ–૧૪૧ આ)ગત નિમ્નલિખિત ઉલ્લેખ —

"दीक्षां गृहीत्वा स्वामिनं पृष्टवान्–किं तत्त्वं, उप्पन्नेइ वा–उत्पद्यन्ते इति पदं श्रुत्वा विचारितं एतया त्रिपद्या जगत्रयं इन्द्रभूतिना ज्ञातं पुनर्दृष्ट्वा तत्र भगवता त्रिपद्या दर्शितं ।"

(૮) પજ્જુસણાકપ્પની શ્રીવિનયવિજય ઉપાધ્યાયકૃત ટીકા નામે સુબોધિકાના છટ્ઠા ક્ષણના ૧૧૮ અ પત્રગત નિમ્નલિખિત પંક્તિ —

'तत्र मुख्यानां एकादशानां त्रिपदीग्रहणपूर्वकं एकादशाङ्गचतुर्दशपूर्वरचना गणधरपदप्रतिष्ठा च । तत्र द्वादशाङ्गीरचनानन्तरं भगवांस्तेषां तदनुज्ञां करोति ।"

(૯) પજ્જુસણાકપ્પની શ્રીવિજયરાજેન્દ્રસૂરિકૃત વૃત્તિ નામે શ્રીકલ્પસૂત્રાર્થ-પ્રબોધિની (પૃ. ૧૬૯)ની નીચે મુજબની પંક્તિ —

"इत्थं त्रिपदीमवाप्य मुहूर्त्तेनैव द्वादशाङ्गीं रचयाञ्चक्रुस्ते गणधराः ।"

જેમ નિષદ્યાના પ્રાકૃતરૂપ 'નિસેજ્જા'વાળો ઉલ્લેખ હું ઉપર નોંધી ગયો છું તેવો ત્રિપદીના પર્યાયવાચી શબ્દના પ્રાકૃત રૂપવાળો એક ઉલ્લેખ મારા વાંચવામાં આવ્યો છે અને તે

---

૧ આ સંપૂર્ણ કાવ્ય અને તેનું ગુજરાતી ભાષાંતર મેં શ્રીધર્મવર્ધનગણિકૃત વીરભક્તામરના સ્પષ્ટીકરણમાં આપેલ છે. જુઓ "શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહનો પ્રથમ વિભાગ" (પૃ. ૨૩–૨૫)

૨ આ સંબંધમાં જુઓ મારું ભાંડારકર પ્રાચ્યવિદ્યાસંશોધનમંદિર તરફથી પ્રકાશિત "Descriptive Catalogue of Jaina Mss." (જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચીપત્ર) (ભા. ૨, પૃ. ૧૭૨ અને એ પછીનાં)

શ્રીગુણચન્દ્રગણિએ વિ. સં. ૧૧૩૯માં રચેલા સિરિવીરચરિય (પત્ર ૨૫૭ અ )માં નીચે મુજબ જોવાય છે:—

"जायंमि य गुणरयणागरंमि संघे भगवया इंदभूइपमुहाणं पहाणवंसजायाणं एक्कारसण्हं पि तेसिं सयलभुवणगयत्थसत्थवंसगइथम्माइं 'उप्पन्नेइ वा विगएइ वा धुवेइ व' त्ति कहियाइं तिन्नि पयाइ"

આ પ્રમાણેના નિપદ્યા અને ત્રિપદી[1] કે તેના પર્યાયને લગતા વિવિધ ઉલ્લેખો ઉપરથી સર્વ જીવોને હિતકારી એવા જૈન સિદ્ધાન્તની રચનામાં એ નિપદ્યા અને ત્રિપદી કેટલું બધું મહત્ત્વ ધરાવે છે તે સમજાયું હશે એટલે હવે શ્રીઇન્દ્રભૂતિ જેવા ગણધર શા માટે એકનો એક પ્રશ્ન પૂછે તેનો ઉત્તર વિચારીએ.

પ્રથમ પ્રશ્ન દ્વારા તત્ત્વ શું છે એમ પૂછાતાં 'ઉત્પત્તિ'સૂચક ઉત્તર મળતાં તેમને શંકા ઉત્પન્ન થાય કે જો ઉત્પત્તિ જ એકલી હોય તો દુનિયામા કોઇ ચીજનો નાશ થાય જ નહિ. આથી તેઓ શું ઉત્પત્તિ સિવાય અન્ય કંઇ છે જ નહિ એ જાણવા માટે તત્ત્વ શું છે એ મતલબનો પ્રશ્ન પૂછે. આનો ઉત્તર 'વિગમ' એવો મળતાં વળી શંકા થાય કે જો દરેક ઉત્પન્ન થયેલી ચીજ સદંતર નાશ પામે છે, એમ જો આનો અર્થ હોય તો પછી જગત્ શૂન્યાકાર બને. આથી તેઓ ફરી એનો એ જ પ્રશ્ન પૂછે અને એનો ઉત્તર 'ધ્રૌવ્ય' એવો મળતાં તેમને એવો નિશ્ચય થઇ જાય કે "यत् सत् तदुत्पादव्ययध्रौव्ययुक्तम्, अन्यथा वस्तुनः सत्ताऽयोगात्" અર્થાત્ જે વિદ્યમાન છે તે ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવતાથી યુક્ત છે. જો એમ ન હોય તો વસ્તુની વિદ્યમાનતા જ સંભવતી નથી.[2]

આ પ્રમાણે નિશ્ચય થઇ ગયા પછી અને વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાયા બાદ ગણધરને પ્રાયઃ ફરી પ્રશ્ન કરવાનુ ન રહે તે સ્વાભાવિક જ છે. અત્ર એ પ્રશ્ન ઉપસ્થિત થઇ શકે કે તીર્થંકરે પહેલી જ વાર કેમ ત્રણ પદો ન કહ્યાં? આનો ઉત્તર એમ સંભવે કે તેમ કરવાથી કદાચ વસ્તુસ્થિતિ પૂરેપૂરી ન સમજાય એટલે કટકે કટકે ઉત્તર આપી પ્રશ્નકારને વિચાર કરવાનો સમય આપવો ઠીક એવો તેમનો હેતુ હોય; અથવા તો ઉત્પત્તિ, વિનાશ અને સ્થિતિ એ ત્રણને યોગ્ય મહત્ત્વ આપવા માટે ત્રણ ઉત્તરો તેઓ આપતા હશે; અથવા તો વિશિષ્ટ જિજ્ઞાસા જાગૃત કરવા માટે તેઓ તેમ કરતા હશે.

ગણધરોને હાથે દ્વાદશાગી રચાય તે પૂર્વે તેઓ કેવી રીતે અને શા શા પ્રશ્નો પૂછે અને તીર્થંકર પ્રભુ તેના શા ઉત્તર આપે એ સંબંધમાં જે ઉપર સૂચવવામાં આવ્યું છે તે શ્વેતાંબર મતને અનુસરે છે. દિગંબરોની માન્યતા આથી જુદી છે. તેઓમાંના ઘણાખરાનું માનવું એમ જોવાય છે કે સમવસરણ રચાતા તીર્થંકર દેશના આપે છે અને એ સમયે એમના સમસ્ત શરીરમાંથી દિવ્ય ધ્વનિ નીકળે છે. એ ધ્વનિ કંઇ અક્ષરાત્મક વાણીરૂપ હોતો નથી, તેમ છતાં ગણધરો એને સમજી શકે છે અને એના આધારે તેઓ દ્વાદશાંગી રચે છે. આ સંબંધમાં તત્ત્વાર્થરાજવાર્તિક (પૃ. ૫૧)માં જે ઉલ્લેખ છે તે નોંધી લઇએ:—

---

૧ વિચારો ઠાણ (સ્થા. ૧૦; સૂ. ૭૨૭)ની ટીકા (પત્ર ૪૮૧ અ)ગત 'પદત્રયી'

૨. આ સાથે શ્રીકલ્પસૂત્રાર્થપ્રબોધિની (પૃ ૧૬૯)માંની હકીકત સરખાવવી

"भगवदर्हत्सर्वज्ञहिमवन्निर्गतवागर्थगङ्गाऽर्थविमलसलिलप्रक्षालितान्तःकरणैर्बुद्ध्यतिशयर्द्धियुक्तैर्गणधरैरनुस्मृतग्रन्थरचनं, आचारादिद्वादशविधमङ्गप्रविष्टमित्युच्यते।"

આનો અર્થ એ છે કે ભગવાન્ અરિહંત સર્વજ્ઞરૂપ **હિમવાન્** (પર્વત)માંથી નીકળેલી વાણીરૂપ ગંગારૂપ અર્થના નિર્મળ જળથી ધોવાયેલા અંતઃકરણવાળા અને બુદ્ધિના અતિશયરૂપ ઋદ્ધિથી યુક્ત એવા ગણધરો યાદ કરીને જે ગ્રંથો રચે છે તે **આચાર** વગેરે બાર જાતનું અંગપ્રવિષ્ટ કહેવાય છે

વિશેષમાં યાપનીય યતિઓના અગ્રણી સમાન **શાકટાયને** પણ પ્રવર્તમાન શ્રુતને ઉદ્દેશીને **શ્રીમહાવીરસ્વામીને** સ્વપરદર્શનને લગતા તમામ શાસ્ત્રોના જ્ઞાનના કારણરૂપ ગણ્યા છે આ હકીકત **નંદીસુત્તની** શ્રીમલયગિરિસૂરિકૃત ટીકા (પત્ર ૧૬ અ)માં નીચે મુજબ દર્શાવાયેલી છે —

" शाकटायनोऽपि यापनीययतिग्रामाग्रणी स्वोपज्ञशब्दानुशासनवृत्तावादौ भगवतः स्तुतिमेवमाह–

'श्रीवीरममृतं ज्योतिर्नत्वाऽऽदिं सर्ववेदसाम्'

अत्र च न्यासकृता व्याख्या–'सर्ववेदसां' सर्वज्ञानानां स्वपरदर्शनसम्बन्धिसकलशास्त्रानुगतपरिज्ञानानाम् 'आदिं' प्रभवं प्रथममुत्पत्तिकारणमिति।"

આ ઉપરથી એ વાત તો નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે તીર્થંકર પ્રભુની વાણી અક્ષરાત્મક હો કે નિરક્ષરાત્મક (નિરક્ષરી) હો, પરંતુ એના આધારે ગણધરો દ્વાદશાંગી રચે છે, એ બાબત તો શ્વેતાંબરોને તેમ જ દિગંબરોને પણ માન્ય છે જ

આ પ્રમાણે આ પ્રકરણ પૂર્ણ કરાય તે પૂર્વે નીચે મુજબ પ્રશ્ન સ્ફુરે એમ જણાય છે એટલે તેની અત્ર નોંધ લઉં છું—

(૧) તીર્થંકરની દેશના જે ગણધરે પૂરેપૂરી ન સાંભળી હોય તેમના જ સંબંધમાં નિષદ્યાનો અવકાશ છે કે કેમ?

(૨) નિષદ્યા વિના એટલે કે ગણધર પ્રશ્ન ન પૂછે તો પણ તીર્થંકર ત્રિપદીની પ્રરૂપણા કરે?

(૩) દ્વાદશાંગીની રચનાનો હેતુ ગણધરનામકર્મનો વિપાક છે કે તીર્થંકર તરફથી એ સંબંધમાં કોઇ પ્રેરણા કરાય છે?

આના ઉત્તરો અત્યારે તો મને નીચે મુજબ સૂઝે છે—

(૧) દેશના પૂરેપૂરી સાંભળી હોય તોપણ નિષદ્યા સંભવે છે

(૨) નિષદ્યા વિના, તીર્થંકર ત્રિપદી કહે એમ માનવા જતાં તો તેનું કારણ વિચારવું બાકી રહે છે

(૩) દ્વાદશાંગીની રચના તીર્થંકરની પ્રેરણાનું ફળ હોય એમ લાગતું નથી એટલે એ ગણધરનામકર્મના વિપાકરૂપ હોય એમ લાગે છે



# પ્રકરણ ૩ જું

## પ્રવર્તમાન શાસનની દ્વાદશાંગીની રચના અને સ્થાપના

આપણે બીજા પ્રકરણમાં દ્વાદશાંગીના ઉદ્ભવ વિષે સામાન્યતઃ વિચાર કરી ગયા અને સાથે સાથે શ્રીઇન્દ્રભૂતિને હાથે રચાયેલી દ્વાદશાંગીની રચના વિષે પણ થોડાક ઊહાપોહ કરી ગયા એટલે હવે અહીં એ સંબંધમાં તેમ જ અન્ય ગણધરોની દ્વાદશાંગીના સંબંધમાં પણ વિસ્તારથી આપણે વિચાર કરીશું.

**રચનાસ્થલ ઇત્યાદિ**–શ્રી**મહાવીરસ્વામી**નું પ્રથમ સમવસરણ જ્યાં તેમને કેવલજ્ઞાન થયું હતું ત્યાં જ એટલે કે **ઋજુપાલિકા** નદીના ઉત્તર તટ ઉપર રચાયું હતું. ત્યાર બાદ બીજું સમવસરણ **અપાપાપુરી**માં આવેલા 'મહાસેન' વનમાં રચાયું. ત્યાં એ પ્રભુએ દેશના આપવા માંડી. એવામાં શ્રી**ઇન્દ્રભૂતિ** ત્યાં આવ્યા અને તેમણે પોતાની શંકાનું સમાધાન થતાં પ્રભુ પાસે દીક્ષા લીધી. ત્યાર પછી શ્રી**અગ્નિભૂતિ** વગેરે દશ બ્રાહ્મણો આવ્યા અને તેમણે પણ પ્રભુ પાસે દીક્ષા લીધી.[1] આ પ્રમાણે એ અગ્યારે દીક્ષિત થતાં તેમને ગણધરપદ આપવામાં આવ્યું અને તેઓ ગણધર બન્યા.

[2]ચતુર્વિધ સંઘની સ્થાપના થયા બાદ–તીર્થ સ્થપાયા પછી શ્રી**મહાવીરસ્વામી**એ પોતાના એ અગ્યારે ગણધરોને સાર્વ સિદ્ધાન્તની ચાવી બતાવી[3] એટલે એ પ્રત્યેક ગણધરે [4]મુહૂર્તમાં દ્વાદશાંગી રચી. આ પ્રમાણે જે એકંદર ૧૧ દ્વાદશાંગીઓ રચાઇ તેમાં **પહેલા સાત** ગણધરોની સૂત્રવાચના એક બીજાથી ભિન્ન બની, જ્યારે શ્રી**અકંપિત** અને શ્રી**અચલભ્રાતા**ની તેમ જ શ્રી**મેતાર્ય**ની અને શ્રી**પ્રભાસ**ની પણ સૂત્રવાચના સમાન બની.[5] કહેવાનું તાત્પર્ય એ છે કે અર્થદૃષ્ટિએ તો

---

૧ આનું સ્થૂળ સ્વરૂપ મેં **ન્યાયકુસુમાંજલિ** (સ્ત. ૧, શ્લો. ૫)ના સ્પષ્ટીકરણ (પૃ. ૨૧-૨૯)માં રજૂ કર્યું છે

૨ આના સમર્થનરૂપે **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** (પ. ૧૦, સ. ૫)નું નિમ્નલિખિત પદ્ય હું રજૂ કરું છું:—

"जाते सङ्घे चतुर्धैवं ध्रौव्योत्पादव्ययात्मिकाम्।
इन्द्रभूतिप्रभृतीनां त्रिपदीं व्याहरत् प्रभुः ॥ १६५ ॥"

૩ આથી તો 'આઇગર' તરીકે એમને **વિઆહપણ્ણત્તિ** (શ. ૧, ઉ. ૧, સૂ. ૫)માં ઓળખાવ્યા છે. એની વૃત્તિમાં શ્રી**અભયદેવસૂરિ**એ કહ્યુ પણ છે કે:–

"आइगरे त्ति आदौ–प्रथमतः श्रुतधर्ममाचारादिग्रन्थात्मकं करोति–तदर्थप्रणायकत्वेन प्रणयतीत्येवंशील आदिकरः"

૪ જુઓ ૧૫મા પૃષ્ઠગત છઠ્ઠો ઉલ્લેખ તેમ જ ૭મો ઉલ્લેખ.

૫ "एवं रचयतां तेषां सप्तानां गणधारिणाम्।
परस्परमजायन्त विभिन्नाः सूत्रवाचनाः ॥ १७३ ॥
अकम्पिता-ऽचलाभ्रात्रोः श्रीमेतार्य-प्रभासयोः।
परस्परमजायन्त सदृक्षा एव वाचना. ॥ १७४ ॥
श्रीवीरनाथस्य गणधरेष्वेकादशस्वपि।
द्वयोर्द्वयोर्वाचनयोः साम्यादासन् गणा नव ॥ १७५ ॥"

—ત્રિષષ્ટિ૦ (પ. ૧૦, સ. ૫)

છે તે ઉપરથી એ ફલિત થાય છે કે શ્રીઇન્દ્રભૂતિ સિવાયના ગણધરોની નિષદ્યાઓ અનિયત છે એટલે કે એ ગણધરોની નિષદ્યાની સંખ્યા ત્રણની જ નિયત નથી. આ સાથે, એકંદર પંદર નિષદ્યાઓનો વિચાર કરતાં એમ જણાય છે કે શ્રીઇન્દ્રભૂતિ સિવાયના કોઇ એક ગણધરની તો નિષદ્યા પંદર[1] હશે જ, પણ તે કોની તેની તપાસ કરવી બાકી રહે છે.

પંદર નિષદ્યાઓને લગતા ઉત્તરો કયા છે તે સંબંધમાં કોઇ ઉલ્લેખ મારા જોવા-જાણવામાં નથી, પરંતુ એ ઉત્તરોમાં ત્રિપદીને કોઇ પણ રીતે વિશિષ્ટ સ્થાન હશે જ એમ લાગે છે. કદાચ એમ પણ હોય કે ત્રિપદીગત એકનું એક પદ પાંચ વાર ઉત્તરરૂપે કહેવાયું હોય. ગમે તેમ હો પણ ત્રણ નિષદ્યાને બદલે જે ગણધરને ઉદ્દેશીને પંદર નિષદ્યાનો ઉલ્લેખ છે તે તેમની બુદ્ધિ શ્રીઇન્દ્રભૂતિની બુદ્ધિ કરતાં મંદ હોય એમ સૂચવે છે.

ત્રિપદી એ સમસ્ત દ્વાદશાંગીનું બીજ છે. એ બીજ પલ્લવિત થતાં એનું પૂર્વગત શ્રુતરૂપ ઝાડ બને છે અને એ ઝાડમાંથી ઇષ્ટ વસ્તુઓ લઇ અગ્યાર અંગ. રચી શકાય છે. આ રીતે વિચારાતાં ચોથા પ્રશ્નમાં સૂચવેલા તમામ વિકલ્પો ઘટી શકે છે.

**બારમા અંગના વિભાગોની રચના અને સ્થાપના**—**નંદીસુત્ત** (સૂ. ૫૭[2])માં પરિકમ્મ, સુત્ત, પુવ્વગય, અણુઓગ અને ચૂલિયા એ ક્રમપૂર્વક દિટ્ઠિવાયના પાંચ વિભાગોનો નિર્દેશ છે, જ્યારે **અભિધાનચિન્તામણિ** (કા. ૨, શ્લો. ૧૬૦)[3], **કમ્મવિવાગ (નવ્ય)**-ની સ્વોપજ્ઞ વિવૃતિ (પૃ. ૧૭)[4] અને **લોકપ્રકાશ** (સ. ૩. શ્લો. ૭૯૩[5]) તેમ જ **તત્ત્વાર્થ-રાજવાર્તિક**[6] (પૃ. ૫૧)માં પુવ્વગય (પૂર્વગત)ને ચોથું સ્થાન અને અણુઓગ (અનુયોગ)ને ત્રીજું સ્થાન અપાયેલ છે, અને બાકીના વિભાગોનો ક્રમ તો એનો એ છે. આ પ્રમાણે પુવ્વ-ગય અને અણુઓગના ક્રમ પરત્વે મતભેદ જોવાય છે. વિશેષમાં 'અણુઓગ'ને બદલે 'પુવ્વાણુઓગ'[7] અને અનુયોગને બદલે 'પ્રથમાનુયોગ'[8] એમ નામાંતર ઉપલબ્ધ થાય છે. આ બધી બાબતોનો વિચાર કરતાં એ પ્રશ્ન સ્ફુરે છે કે પરિકમ્માદિ પાંચ વિભાગો કયા ક્રમથી રચાયા હશે? આનો ઉત્તર બે રીતે આપી શકાય તેમ છે:—

(૧) તીર્થંકરે પ્રથમ પૂર્વો કહ્યાં વાસ્તે જ એ 'પૂર્વો' કહેવાય છે એમ માનનારા

---

૧ આ વધારેમાં વધારે નિષદ્યાસૂચક અંક હોય એમ જણાય છે.

૨ પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:—

'से किं तं **दिट्ठिवाए? दिट्ठिवाए** णं सव्वभावपरूवणा आघविज्जइ, से समासओ पंचविहे पन्नत्ते, तंजहा—परिकम्मे १ सुत्ताइं २ पुव्वगए ३ अणुओगे ४ चूलिआ ॥ ५ ॥"

૩ જુઓ પૃ. ૧૧.

૪ "परिकम्म १ सुत्त २ पुव्वाणुओग ३ पुव्वगय ४ चूलिया ५ एवं ।
पण **दिट्ठिवाय**भेया चउद्दस पुव्वाइं पुव्वगयं ॥ "

૫ **અભિધાનચિન્તામણિમાં** જે પદ્ય છે તે જ આ છે. વળી એની પહેલાંનાં બે પદ્યો પણ સમાન છે અને એ બે પદ્યોમાં ૧૧ અંગોનાં નામ છે.

૬ "स पञ्चविधः परिकर्म सूत्रं प्रथमानुयोगः पूर्वगतं चूलिका चेति ।"

૭ જુઓ આ જ પૃષ્ઠનું ચોથું ટિપ્પણ તેમ જ પૃ. ૨૪.

૮ જુઓ આ જ પૃષ્ઠનું છઠ્ઠું ટિપ્પણ.

પરિકમ્મ, સુત્ત, અણુઓગ અને ચૂલિયા એમ સ્વીકારાય, અને કેટલાકના મત મુજબ (જુઓ પૃ. ૨૬–૨૭) જેમ બારમું અંગ પહેલું રચાયાં છતાં એને અભ્યાસની દૃષ્ટિએ છેલ્લું સ્થાન અપાયું તેમ પુવ્વગયની રચના પ્રથમ થવા છતાં એને ત્રીજું કે ચોથું સ્થાન અપાયું હોય.

(આ) પ્રથમ પૂર્વ રચાયાં એટલે ખરેખર પ્રથમ પૂર્વો જ રચાયાં છે એમ નહિ, પરંતુ પરિકમ્માદિ જે પાંચ વિભાગો રચાયા તેમા પૂર્વોનું–પુવ્વગયનું સ્થાન [1]અતિમહત્ત્વનું હોવાથી એનો નામોલ્લેખ કરાયો છે એમ બીજો વિકલ્પ સંભવે છે.[2] આ વિકલ્પ અનુસાર તો પાચ વિભાગોની રચનાનો ક્રમ પરિકમ્મ, સુત્ત, પુવ્વગય, અણુઓગ અને ચૂલિયા એમ સંભવે છે અથવા તો અણુઓગને પુવ્વગય કરતાં પ્રથમ સ્થાન હોય એવો ક્રમ સભવે છે.

આ ઉપરથી બારમા અંગના વિભાગોની રચના માટે ત્રણ ક્રમો રજુ કરી શકાય:—

(૧) પરિકમ્મ, સુત્ત, પુવ્વગય, અણુઓગ અને ચૂલિયા.

(૨) પરિકમ્મ, સુત્ત. અણુઓગ, પુવ્વગય અને ચૂલિયા.

(૩) પુવ્વગય, પરિકમ્મ, સુત્ત, અણુઓગ અને ચૂલિયા.

પરિકમ્માદિની સ્થાપના આશ્રીને–અભ્યાસની દૃષ્ટિએ કરાયેલી વ્યવસ્થા આશ્રીને તો મુખ્યતયા આ ત્રણ પૈકી પહેલા બે જ ક્રમો સ્વીકારી શકાય એમ જણાય છે.

આ પ્રમાણે પરિકમ્માદિની રચના અને સ્થાપના પરત્વે જે વિવિધ ક્રમો સંભવે છે તેમાં કયો ક્રમ વધારે સમુચિત જણાય છે એનો નિર્ણય કરવાનું કામ હું બહુશ્રુત પાઠકવર્ગને ભળાવું છું, છતાં એ માટે જે વિચારસરણીની આવશ્યકતા છે તેમાં પરિકમ્માદિનું સ્વરૂપ સહાયક થઈ પડે તેમ જણાય છે એટલે એ હું અત્ર રજુ કરવા લલચાઉં છું.

**પરિકમ્મ—નંદીસુત્ત**ની ચુણ્ણિના ૫૫ મા પત્રમા આ સંબધમાં નીચે મુજબ ઉલ્લેખ છે:—

"परिकम त्ति जोगकरणं, जधा गणितस्स सोलस परिकम्मा तग्गहितसुतत्थो सेसगणितस्स जोगो भवति, एवं गहितपरिकम्मसुत्तत्थो सेससुत्ताइ**दिट्ठिवाद**सुतस्स जोगो भवति, तं च परिकम्मं 'सिद्धसेणित'परिकम्मादियूलभेदयो सत्तविधं उत्तरभेदयो तेसीतिविधं मातुअपदादि, तं च सव्व मूलुत्तरभेदं सुत्तत्थओ वोच्छिण्णं जधागतसंपदातं वा वच्चं"

આ સંબંધમાં **નંદીસુત્ત** (સૂ. ૫૭)ની વૃત્તિ (પત્ર ૨૩૮ આ)માં **શ્રીમલયગિરિ**સૂરિનું કહેવું નીચે મુજબ છે:—

"तत्र परिकर्म नाम योग्यतापादन तद्धेतुः शास्त्रमपि परिकर्म, किमुक्तं भवति ? सूत्रादिपूर्व-

૧ આ 'અતિમહત્ત્વ'ના સમર્થનમાં એટલું જ કહેવું બસ થશે કે સમસ્ત શ્રુતના જાણકાર માટે કેટલી યે વાર દુવાલસંગી **ચોદ્દસપુવ્વી** જેવા ઉલ્લેખો **આવસ્સયસુત્ત**ની નિજ્જુત્તિ ( ગા. ૬૫૭ ) વગેરેમાં નજરે પડે છે. સ્પષ્ટ શબ્દમાં કહું તો દ્વાદશાંગીના જાણકાર એમ કહેવામાં ચૌદપૂર્વધરતા આવી જ જાય છે, છતાં એનું મહત્ત્વ સૂચવવા એનો પૃથક્ ઉલ્લેખ કરાય છે. જેમ વૈદ્યકજ્ઞાનવિશારદ ન હોય એવા કેટલાક વિદ્વાનોને Ph. D., D. Litt. કે એવી પદવી હોવાથી Dr. ( ડૉક્ટર ). કહેવામાં આવે છે અને એમના સંબંધમાં શિરોનામ વગેરેમાં ઉલ્લેખ કરતી વેળા ડૉક્ટર તેમ જ પદવી પણ સૂચવી એ પદવીનું એક રીતે મહત્ત્વ દર્શાવાય છે તેમ અત્ર ઘટાવી શકાય.

૨ આ વિકલ્પ કોઇ શબ્દાર્થને નહિ વળગી રહેનારી કલ્પના છે.

गताणुयोगसूत्रार्थग्रहणयोग्यतासम्पादनसमर्थानि, तद्यथा-यथा गणितशास्त्रे गणितशास्त्रगतायबोडश-परिकर्मगृहीतसूत्रार्थः सन् शेषगणितशास्त्रग्रहणयोग्यो भवति, नान्यथा, तथा गृहीतविवक्षितपरिकर्मसूत्रार्थः सन् शेषसूत्रादिरूपदृष्टिवादश्रुतग्रहणयोग्यो भवति, नेतरथा"[1]

આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે જેમ ગણિતશાસ્ત્રના અભ્યાસ માટે [2]સંકલનાદિ પરિકર્મોનું જ્ઞાન અને વ્યાકરણશાસ્ત્ર માટે સંજ્ઞાદિનું જ્ઞાન આવશ્યક છે તેમ સુત્ત, પુવ્વગય ઇત્યાદિના અભ્યાસ માટે પરિકમ્મનું જ્ઞાન આવશ્યક છે[3] આ દૃષ્ટિએ, પરિકમ્મને અભ્યાસ ક્રમમાં જો પ્રથમ સ્થાન અપાયેલું મનાય તો તે ઉચિત છે વિશેષમાં એમ પણ સમજાય છે કે ઉપર્યુક્ત ચુણ્ણિના રચનાગના સમયમાં એટલે કે લગભગ બારસે વર્ષ ઉપર તો પરિકમ્મનો સૂત્ર અને અર્થ એમ ઉભય દૃષ્ટિએ નાશ થઇ જ ગયો હતો

સુત્ત—પરિકમ્મની પેઠે આ સુત્તના સ્વરૂપ માટે પણ નંદીસુત્તની ચુણ્ણિના ૫૬માં પત્રગત ઉલ્લેખ જોઈ લઈએ :—

"बावीस सुत्ताइं, स व्वदव्वाण सव्वपज्जवाण सव्वणयाण सव्वभंगविकप्पणोवदंसगाणि, सव्वस्स पुव्वगतस्स सुतस्स अत्थस्स य सूयग त्ति सूयणतो सुत्ता भणिता जधाभिधाणत्थातो, ते य इदाणिं सुत्तपतो वोच्छिण्णा जहागतसंप्र(य)दायतो वोद्धव्वा"

નંદીસુત્તની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિ (પત્ર ૨૩૯ આ)માં આ સંબંધમાં નીચે મુજબ ઉલ્લેખ છે —

"ताणि य सुत्ताइं सव्वदव्वाण सव्वपज्जवाण सव्वनयाण सव्वभंगविकप्पाण य पदंसगाणि। सव्वस्स पुव्वगयस्स सुयस्स अत्थस्स य सूयग त्ति सूयणत्ताउ (वा) सुया भणिया जहाभिहाणत्था"

આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે સુત્ત અને પુવ્વગયને પરસ્પર ગાઢ સંબંધ છે, કેમકે એ સુત્તરૂપ વિભાગ સમસ્ત પુવ્વગયના સૂત્રોનો તેમ જ અર્થોનો દ્યોતક છે વિશેષમાં જેમ વિઆહપણ્ણત્તિના શતકોની આદિમાં સંગ્રહાત્મક ગાથા જોવાય છે તેમ આ સુત્ત વિભાગમાં પણ એવી ગાથાઓ હશે અલબત્ત આ તો મારી એક કલ્પના છે

પુવ્વગય—નંદીસુત્તની ચુણ્ણિના ૫૬મા તથા ૫૭મા પત્રમાં આનું સ્વરૂપ નીચે મુજબ દર્શાવાયું છે —

"से किं तं पुव्वगयं ? कम्हा पुव्वगतं ति ? उच्यते—जम्हा तित्थकरो तित्थपवत्तणकाले गणधरा सव्वसुत्ताधारत्तणतो पुव्वं पुव्वगतसुत्तत्थं भासइ तम्हा पुव्व ति भणिता, गणहरा सुत्तरयणं करेंता आयाराइकमेण करेंति ठवेंति य, अण्णायरियमतेण पुण पुव्वगतसुत्तत्थो पुव्वं अरहता भासिया गणहरेहि वि पुव्वगतं चेव पुव्वं रइयं पच्छा आयाराइ, एवमुत्तो चोदक आह—णणु पुव्वावरविरुद्धं, कम्हा ? [4]आयारनिज्जुत्तीए भणितं—'सव्वेसिं आयारो० गाहा, आचार्याह—सत्यमुक्तं, किंतु ठावणा, इमं पुण अक्खररयणं पडुच्च भणितं, पुव्वं पुव्वा कता इत्यर्थः"

આ ઉપરથી જોઈ શકાય છે કે આ ચૂર્ણિકારનું માનવું એટલે તો એ છે કે તીર્થંકરે પ્રથમ

---

૧ આ પછી ઉપર્યુક્ત ચૂર્ણિનો પાઠ કંઈક ફેરફાર સાથે નંદીવૃત્તિ પરથી છે
૨ આ સંબંધમાં જુઓ ગણિતતિલકની મારી અંગ્રેજી પ્રસ્તાવના (પૃ ૧૧)
૩ જુઓ દસમા પૃષ્ઠગત પ્રાતનું ટિપ્પણ
૪ વિચારો આયારનિજ્જુત્તિની આઠમી ગાથા

પર્વ કહ્યાં વાસ્તે એનું એ નામ પડયું. બીજું બારે અંગની રચના આચાર આદિના ક્રમે થયેલી છે (બારમા અંગના પાંચ વિભાગોની રચના પણ પરિકમ્મ આદિના ક્રમે થયેલી છે એમ પણ તેમનું માનવું હોય એમ લાગે છે). ત્રીજું તેમણે સૂચવ્યા મુજબ આ સંબંધમાં એ મતાંતર છે કે સૌથી પ્રથમ પૂર્વ રચાયાં અને અંગોની સ્થાપના કરતી વેળા બારમું અંગ છેલ્લું સ્થપાયું.

**અણુઓગ**—**નંદીસુત્ત**ની ચુણ્ણિના ૫૮મા પત્રમાં આ સંબંધમાં નીચે મુજબ નિર્દેશ છેઃ—

"अणुयोगो त्ति अनुयोग इत्येतद, अनुरूपो योग अनुयोग इत्येवं सर्व एव सूत्रार्थो वाच्यः, इह जन्मभेदपर्यायशिक्षादियोगः, विवक्षितोऽनुयोगो षाच्यः, स च द्विविधो मूलपढमाणुयोगो गंडिका-विशिष्टश्च"

આ સંબધમાં **નંદીસુત્ત** (સૂ. ૫૭)ની વૃત્તિ(પત્ર ૨૪૧ આ–૨૪૨ અ)માં શ્રી**મલય-ગિરિસૂરિ**એ જે કહ્યું છે તે નોંધી લઇએઃ—

"अथ कोऽयमनुयोगः ? अनुरूपोऽनुकूलो वा योगोऽनुयोगः-सूत्रस्य स्वेनाभिधेयेन सार्द्धमनुरूपः सम्बन्धः"

આ ઉપરથી જણાય છે કે સૂત્રનો તેના અભિધેય અર્થાત્ વાચ્ય સાથે સંબંધ બતા-વવાનું કાર્ય અનુયોગ કરે છે. અહીં સૂત્રથી શેનાં સૂત્ર લેવાં તેનો ઉલ્લેખ નથી, છતાં તે પરિકમ્મ કે સુત્તનાં નહિ, પરંતુ પુવ્વગયનાં હોય એમ જણાય છે.

**ચૂલિયા**—આના સ્વરૂપ પરત્વે **નંદીસુત્ત**ની ચુણ્ણિ (પત્ર ૬૧)માં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

"चूल त्ति सिहरं दिट्ठिवाते तं परिकम्मसुत्तपुव्वपुव्वाणुओगे य भणितं, ता य चूलाओ आदिल्लपुव्वाण चउण्हं, चूलवत्थू भणितातो चेव सव्वुवरि ठवित्ता पढिज्जंति य, अतो ते सुतपव्वयचूलां इव चूला, तेसि जहक्कमेणं संखाः—

" चतु बारस अट्ठ दसय भवंति चूडा चउण्ह पुव्वाण ।
एए य चूलवत्थू सव्वुवरिं किल पटिज्जति ॥"

ચુણ્ણિમાંનો આ મુદ્રિત પાઠ અશુદ્ધ જણાય છે એથી **નંદીસુત્ત**ની વૃત્તિ (પત્ર ૨૪૬ અ)માં શ્રી**મલયગિરિસૂરિ**એ કરેલો નીચે મુજબનો ઉલ્લેખ નોંધવો દુરસ્ત જણાય છેઃ—

"तथा चाह चूर्णिकृत्–'दिट्ठिवाए जं परिकम्मसुत्तपुव्वाणुयोगे न भणियं तं चूलासु भणियं'... एताश्च सर्वस्यापि दृष्टिवादस्योपरि किल स्थापितास्तथैव च पठ्यन्ते"

આ ઉપરથી આપણે ચાર બાબતો તારવી શકીએ છીએઃ—

(૧) પરિકમ્મ, સુત્ત, પુવ્વ અને પુવ્વાણુઓગ યાને અણુઓગમાં જે કહેવાયું નથી તે ચૂલાઓમાં અર્થાત્ ચૂલિયામાં કહેવાયું છે.

(૨) પ્રથમનાં ચાર પૂર્વોને જ ચૂલિયા છે.

(૩) એ ચૂલિયા એ પ્રથમનાં ચાર પૂર્વોનાં ચૂલાવસ્તુઓ છે.

(૪) ચૂલિકાને જે પાંચમું સ્થાન અપાયું છે તે રચનાની દૃષ્ટિએ અને સ્થાપનાની દૃષ્ટિએ—અભ્યાસની દૃષ્ટિએ પણ છે

જેમ વ્યાકરણમાં મંગલાચરણ પ્રારંભમાં હોવા છતાં એમાં તદ્ધિત, સમાસ, કૃદંત પ્રત્યયાદિને લગતા પ્રકરણો આગળ ઉપર અપાયેલાં જોવાય છે તેમ પરિકર્મના સંબંધમાં પણ કંઈક કહેવાનું રહી ગયું હોય કે બદકે ઇરાદાપૂર્વક બાકી રખાયું હોય તો તેને ચૂલિકામાં સ્થાન સંભવે છે એવી રીતે સુત્ત, પુવ્વગય અને અણુઓગને ઉદ્દેશીને પણ ચૂલિકા સંભવે છે, અને એક રીતે વિચારતાં પુવ્વગય માટે તો ચૂલિકા છે જ

આ સંબંધમાં આપણે શ્રીસિદ્ધચક્ર (વ. ૪, અ ૧૭, પૃ ૪૦૨–૪૦૩)માંથી નીચે મુજબની પંક્તિઓ પણ વિચારી લઈશું —

"જો કે ચૂલિકાવસ્તુ દરેક પૂર્વની જુદી જુદી છે ને તે તે પૂર્વની સાથેજ તે તે પૂર્વની ચૂલિકા છે, પણ જેમ આચારાંગને અઢાર હજાર પદવાળું માન્યું તેમાં માત્ર પ્રથમ શ્રુતસ્કંધનું જ માન લીધું, તેવી રીતે પૂર્વોનું માન વિગેરે ચૂલિકાવસ્તુ સિવાય લીધેલું હોઇને ચૂલિકા નામનો દૃષ્ટિવાદનો પાંચમો ભેદ ગણાય છે આ ઉપરથી શ્રુત જ્ઞાનના [1]વીશ ભેદોનું વર્ણન કરતાં પરિકર્મ અને પરિકર્મસમાસ અને ચૂલિકા, ચૂલિકાસમાસ એવા ભેદો કેમ ન ગણ્યા ? એવી શંકાને સ્થાન નહિ રહે કેમકે તે બધા પૂર્વગતને અંગે રહેલા છે અને વસ્તુ, પ્રાભૃત વગેરે પૂર્વ અને પૂર્વના પેટાભેદો તો વીશ ભેદમાં ગણેલા જ છે અર્થાત્ બારમું આખું અંગ જે દૃષ્ટિવાદ તે બધું ચૌદ પૂર્વને અવલંબીને રહેલું છે અને તેથી એક, નવ, દસ કે ચઉદ પૂર્વધરની હકીકત શાસ્ત્રોમાં આવે છે, પણ પરિકર્મધર, સૂત્રધર, પૂર્વાનુયોગધર કે ચૂલિકાધર વગેરે હકીકત આવતી નથી. આવી રીતે દૃષ્ટિવાદની રચના થયા પછી સ્ત્રીઓ અને અલ્પ બુદ્ધિવાળા[2] માટે આચારાંગ આદિ અંગોની રચના કરાઈ છે આ વસ્તુ બારીક દૃષ્ટિથી વિચારશો તો માલમ પડશે કે જે જે વિશેષ વૃત્તાન્તો ઉદાહરણ તરીકેના છે, તેમાં ગણધરપદવી પછીનાં પણ ઉદાહરણો નવાં પછી ગણધરોજ ગોઠવે છે એટલે તીર્થસ્થાપના વખતે ચાલુ અંગાદિમાં આ દૃષ્ટાન્તો હતાં એમ માનવાની ફરજ પડે તેમ નથી"

**દ્વાદશાંગીની રચના અને [3]સ્થાપનાના ક્રમ સંબંધી મતાંતરો**—આપણે છઠ્ઠા પૃષ્ઠમાં બાર અંગોનો જે ક્રમે ઉલ્લેખ જોઈ ગયા તે જ ક્રમે તે રચાયાં છે અને સ્થપાયાં પણ છે એમ કેટલાક માને છે, જ્યારે કેટલાક એ એનો સ્થાપનાક્રમ છે, નહિ કે રચનાક્રમ એમ પ્રતિપાદન કરે છે આ મતાંતરો કેટલા પ્રાચીન છે અને એ સંબંધમાં શા વિશિષ્ટ ઉલ્લેખ મળી શકે છે તે આપણે હવે જોઈ લઈએ આપણે નંદીસુત્તની ચુણ્ણિ (પત્ર ૫૬–૫૭)ગત [4]ઉલ્લેખ તો છઠ્ઠા પૃષ્ઠમાં જોઈ ગયા છીએ એટલે અહીં એ સિવાયના ઉલ્લેખો નોંધીશું —

---

૧ આ માટે જુઓ આર્હત દર્શન દીપિકા (પૃ ૨૩૦ તેમ જ ૨૩૫–૨૩૬)

૨ 'बालस्त्रीमन्दमूर्खाणां नृणां चारित्रकाङ्क्षिणाम्।
अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥'

—દસવેયાલિયસુત્તની શ્રીહરિભદ્રસૂરિકૃત ટીકાગત અવતરણ

૩ રચના બાદ તરત જ થતી સ્થાપના વિષે અત્ર વિચાર કરાય છે, નહિ કે પુસ્તકારોહણ સમયની એને વિચાર તો આગળ ઉપર કરાશે

૪ નંદીસુત્તની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિ (પત્ર ૨૩૮ આ)માં આ જ ઉલ્લેખ કંઈક શાબ્દિક ફેરફારપૂર્વક જોવાય છે

(૧) તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર (અ. ૧, સૂ. ૨૦)ની શ્રીસિદ્ધસેનગણિકૃત ટીકાના ૯૪મા પૃષ્ઠમાં જે નાચે મુજબની પંક્તિ જોવાય છે તે ઉપરથી પૂર્વો પ્રથમ રચાયાં એમ ફલિત થાય છે:—

" पूर्वाणि दृष्टिपातान्तःपातीनि पूर्वं प्रणयनात् "

(૨) નંદીસુત્ત (સૂ. ૫૭)ના શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિ (પત્ર ૨૪૦આ)માં બંને મત નીચે મુજબ નોંધાયેલા છે:—

" इह तीर्थकरस्तीर्थप्रवर्त्तनकाले गणधरान् सकलश्रुतार्थावगाहनसमर्थानधिकृत्य पूर्वं पूर्वगतं(त)-सूत्रार्थं भाषते,[1] ततस्तानि पूर्वाण्युच्यन्ते, गणधराः पुनः सूत्ररचनां विदधतः आचारादिक्रमेण विदधति स्थापयन्ति वा, अन्ये तु व्याचक्षते-पूर्वं पूर्वगतसूत्रार्थमर्हन् भाषते, गणधरा अपि पूर्वं पूर्वगतसूत्रं विरचयन्ति पश्चादाचारादिकम्, अत्र चोदक आह-नन्विदं पूर्वापरविरुद्धं यस्मादादौ [2]निर्युक्तावुक्त-'सव्वेसिं आयारो पढमो' इत्यादि, सत्यमुक्तं, किन्तु तत्स्थापनामधिकृत्योक्तम्, अक्षर-रचनामधिकृत्य पुनः पूर्वं पूर्वाणि कृतानि, ततो न कश्चित् पूर्वापरविरोधः "

(૩) સમવાયની ટીકા (પત્ર ૧૩૦ આ અને ૧૩૧ અ)માં શ્રીઅભયદેવસૂરિ પણ એ મત નીચે મુજબ નોંધે છે:—

" अथ किं तत् पूर्वगतं ? उच्यते, यस्मात्तीर्थकरः तीर्थप्रवर्त्तनाकाले गणधराणां सर्वसूत्राधारत्वेन पूर्वं पूर्वगतं सूत्रार्थं भाषते तस्मात्पूर्वाणीति भणितानि, गणधराः पुनः श्रुतरचनां विदधाना आचारादि-क्रमेण रचयन्ति स्थापयन्ति च, मतान्तरेण तु पूर्वगतसूत्रार्थः पूर्वमर्हता भाषितो गणधरैरपि पूर्वगत-श्रुतमेव पूर्वं रचितं पश्चादाचारादि, नन्वेवं यदाचारनिर्युक्त्यां 'सव्वेसिं आयारो पढमो' इत्यादि, तत्कथम् ? उच्यते, तत्र स्थापनामाश्रित्य तथोक्तमिह त्वक्षररचनां प्रतीत्य भणितं पूर्वं पूर्वाणि कृतानीति "

(૪) ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર (પ. ૧૦, સ. ૫)માં સૌથી પ્રથમ પૂર્વો જ રચાય છે એ મત દર્શાવાયો છે. આ રહ્યું એ પદ્ય:—

" सूत्रितानि गणधरैरङ्गेभ्यः पूर्वमेव यत् ।
पूर्वाणीत्यभिधीयन्ते तेनैतानि चतुर्दश ॥ १७२ ॥ "

(૫) પવયણસારુદ્ધારની શ્રીસિદ્ધસેનગણિકૃત વૃત્તિ (પત્ર ૨૦૮ આ)મા નીચે મુજબ ઉલ્લેખ છે:—

" ननु पूर्वाणीति कः शब्दार्थः ? उच्यते, यस्मात् तीर्थङ्करस्तीर्थप्रवर्तनाकाले गणधराणां सर्वसूत्राधारत्वेन पूर्वं पूर्वगतसूत्रार्थं भाषते तस्मात् पूर्वाणीति भणितानि, गणधराः पुनः श्रुतरचना विदधाना आचारादिक्रमेण रचयन्ति स्थापयन्ति च, मतान्तरेण तु पूर्वगतः सूत्रार्थः पूर्वमर्हता भाषितो गणधरैरपि पूर्वगतं श्रुतमेव पूर्वं रचितं पश्चादाचारादिकम्, नन्वेवं यदाचारनिर्युक्तावुक्तं-

---

[1] આ ઉપરથી એવો પ્રશ્ન કદાચ કોઈને સ્ફુરે કે તીર્થંકર પાસેથી ત્રિપદી મેળવીને ગણધર દ્વાદશાંગી રચે છે કે પૂર્વગતનો સૂત્રાર્થ સાંભળીને તેઓ તેમ કરે છે ? આનો ઉત્તર એ છે કે પૂર્વગતના સૂત્રાર્થનું બીજ ત્રિપદી છે એટલે બંને હકીકતો ઘટી શકે છે. જુઓ પૃ. ૨૦

[2] આયારનિજ્જુત્તિ (ગા. ૧).

'સવ્વેસિં આયારો' इत्यादि तदेवम् ? अन्यत्र तत्र स्थापनामाश्रित्य तथोक्तं इह तु अक्षररचना-मधिकृत्य भणितं पूर्वं पूर्वाणि कृतानीति।'

(૬) શ્રીસિદ્ધચક્ર (વ. ૪, અ. ૯)મા પ્રસિદ્ધ થયેલા "આવશ્યકસૂત્ર અને તેની નિર્યુક્તિ" એ લેખમાની નીચે મુજબની પંક્તિઓ પરથી સૌથી પ્રથમ નજરે આવાયા એ હકીકત જોવાય છે "અંગપ્રવિષ્ટ એવા બારે અંગોની રચના કરતા જેમ ચૌદ પૂર્વરૂપી દૃષ્ટિવાદની પહેલા રચના થયા છતા અને તેમા એટલે પૂર્વગતમા અથવા દૃષ્ટિવાદમા સર્વ કહેવા લાયક પદાર્થોની રચના થઈ ગયા છતા સામાયિક ચારિત્ર કે છેદોપસ્થાપનીય ચારિત્રના આચારને પાળવાના ઈચ્છાવાળા એવા મંદબુદ્ધિ આદિ જીવોને માટે અને દૃષ્ટિવાદના અભ્યાસનું પાત્ર નહિ એવા સ્ત્રીઓના ચારિત્રના પાલનને માટે આચારાંગસૂત્ર પૂર્વોની પછી રચાયું છતા તે આચારાંગને પ્રથમ મૂકવામા આવ્યુ, અને તેથીજ સિદ્ધાંતના પ્રાકૃતપણાના ગુણને જણાવતા સ્ત્રી વિગેરેના વિશેષણ તરીકે ચારિત્રકાંક્ષિણામ્ એ પદ શાસ્ત્રકારોએ વ્યાપકપણે ગણ્યુ છે, એટલે આચારની અપેક્ષાએ આચારાંગની સર્વ અંગોમા અને પૂર્વો કરતા પણ પહેલી સ્થાપના કરી તેની માફક પ્રતિદિન ઉભય સંધ્યાએ કરવાનું હોવાથી તે આવશ્યકસૂત્રની પહેલું રચના માટે તેમા શાસ્ત્રનનું આશ્ચર્ય જ નથી' —પૃ ૨૦૭

આ ઉપરથી દ્વાદશાંગીની રચના પરત્વે નીચે મુજબના ભામતા જોવાય છે —

(૧) કેટલાકનુ માનવું એ છે કે બાર અંગોનો જે નામોલ્લેખ સમવાય વગેરેમા જોવાય છે તે જ ક્રમે એની રચના અને સ્થાપના પણ થઈ છે

(૨) કેટલાકનુ કહેવું એ છે કે દ્વાદશાંગીની રચનાનો ક્રમ અને એની સ્થાપનાનો ક્રમ ભિન્ન છે એટલે કે રચનાના સમયે બારમુ અંગ પહેલું રચાયુ છે અને આચાર વગેરે અગ્યાર અંગો પછી રચાયા છે, જ્યારે સ્થાપનાના સમયે આચાર વગેરે અગ્યાર અંગોને પ્રથમ સ્થાન અપાયેલું છે એટલે કે સ્થાપનાની દૃષ્ટિએ તો ઉપર્યુક્ત બારમુ અંગ છેલ્લું (બારમુ) છે

(૩) આ પ્રમાણેના બે વિકલ્પો પૈકી પ્રથમ વિકલ્પને રજુ કરનારા બીજા વિકલ્પને યુક્તિયુક્ત ગણતા નથી, કેમકે તેઓ એના સમન્વય માટે પ્રયત્ન કરતા જોવાતા નથી



# પ્રકરણ ૪ થું

## દ્વાદશાંગીઓનો ઉચ્છેદ

આ દુનિયામાં પ્રતિસમય ઉથલપાથલ થયા કરે છે. સર્વદા એકસરખી સ્થિતિ રહેતી નથી. આવી પરિસ્થિતિમાં કોઇ સમયે કોઇ વ્યક્તિ કે વસ્તુની બહુલતા જોવાય અને કોઇ સમયે તેની અલ્પતા જોવાય તો એમાં નવાઇ નથી. દાખલા તરીકે અત્યારે વિહરમાણ તીર્થંકરોની સંખ્યા જઘન્ય એટલે કે વીસની જ છે, જ્યારે શ્રી**અજિતનાથ**ના સમયમાં એ સંખ્યા ઉત્કૃષ્ટ એટલે કે એકસો સિત્તેરની હતી.[1] દરેક તીર્થંકરના જેટલા ગણધરો હોય તે સૌ કોઇ દ્વાદશાંગી રચે છે એ નિયમ અનુસાર આપણી આ વર્તમાન ચોવીસી આશ્રીને એમ સામાન્ય રીતે કહી શકાય કે કદાચ અત્યારે દ્વાદશાંગીની જઘન્ય સંખ્યા હશે અને એની ઉત્કૃષ્ટ સંખ્યા શ્રી**અજિતનાથ**ના સમયમાં હશે. આ ઉત્કૃષ્ટ સંખ્યાનો અંક તો એ સમયના પ્રત્યેક તીર્થંકરના ગણધરોની સંખ્યા વિચાર્યા બાદ રજુ કરી શકાય, પરંતુ એ વાત તો ચોક્કસ છે કે આજે આ ઉત્કૃષ્ટ સંખ્યાવાળી દ્વાદશાંગીમાંથી એકે મોજુદ નથી એટલું જ નહિ, પરંતુ શ્રી**મહાવીરસ્વામી**ના ગણધરોએ રચેલી દ્વાદશાંગીઓમાંથી કેવળ શ્રી**સુધર્મ-સ્વામી**એ રચેલી ગણાતી દ્વાદશાંગીનો થોડોક જ ભાગ આપણને હાલ ઉપલબ્ધ થાય છે. આ દુઃખદ ઘટના કેવી રીતે બની તેનો આપણે વિચાર કરવો જોઇએ, પરંતુ હાલ તુરત આ પ્રકરણમાં તો સૌથી પ્રથમ આપણે શ્રી**મહાવીરસ્વામી**ના ૧૧ ગણધરોમાંના શ્રી**સુધર્મ-સ્વામી** સિવાયના ગણધરોની દ્વાદશાંગી શબ્દદૃષ્ટિએ સર્વાંશે ક્યારે અને કેમ નાશ પામી તે વિચારીશું અને ત્યાર બાદ વર્તમાન ચોવીસીના અન્ય ત્રેવીસ તીર્થંકરોના ગણધરોની દ્વાદશાંગીઓનો ઉચ્છેદ વિચારીશું. શ્રી**મહાવીરસ્વામી**ના કયા ગણધરની દ્વાદશાંગી એ રચાયા બાદ કેટલે વર્ષે શબ્દદૃષ્ટિએ સર્વથા નાશ પામી તે સંબંધમાં કે તેનો પ્રવાહ ક્યારે બંધ થયો તે સંબંધમાં શાસ્ત્રમાં કોઇ સ્પષ્ટ ઉલ્લેખ હોય એમ જણાતું નથી આથી આ સંબંધમાં પ્રકાશ પાડી શકે તેવી હકીકતો આપણે પ્રથમ એકત્રિત કરીશું અને તેના આધારે ફલિત થતા અનુમાન ઉપર આવીશું.

જેમ દ્વાદશાંગીના ભણાવનાર અને ભણનાર એ બંનેની વિદ્યમાન તેમ જ અવિદ્યમાન દશામાં દ્વાદશાંગીનું સંરક્ષણ સંભવે છે તેમ તેનો નાશ પણ સંભવે છે. દ્વાદશાંગી ભણાવનાર વિદ્યમાન હોય પરંતુ જો તેઓ કોઇ અન્ય કાર્યમાં ગૂંથાયેલા હોય[2] અથવા રોગાદિને લઇને તેમનું શરીર કે મન કામ કરી શકે તેમ ન હોય[3] અથવા તેમણે કલ્પાંતરમાં પ્રવેશ કર્યો

---

૧ આ સંબંધમાં જુઓ શ્રીશોભન મુનિએ રચેલી **સ્તુતિચતુર્વિંશતિકા** (શ્લો. ૬)નું મારું સ્પષ્ટીકરણ (પૃ. ૩૮-૩૯).

૨ આ સંબંધમાં મહાપ્રાણરૂપ ધ્યાન ધરવામાં વ્યગ્ર બનેલા શ્રુતકેવલી શ્રીભદ્રબાહુસ્વામીનું ઉદાહરણ ઘટાવી શકાય. જુઓ **આવસ્સયસુત્ત**ની ચુણ્ણિ (ભા. ૨, પત્ર ૧૮૭)ગત એમનું જીવનચરિત્ર.

૩ ઉદાહરણાર્થે શ્રીભદ્રગુપ્તસૂરિએ શ્રીઆર્યરક્ષિતસૂરિને ભણાવ્યા નહિ, કેમકે તેઓ અનશન કરવાની-સંલેખના કરવાની તૈયારીમાં હતા. એજન, ભા. ૧, ૪૦૩મું પત્ર.

હોય[1] કે અન્ય કોઇ કારણ ઉપસ્થિત થયું હોય[2] તો તેઓ દ્વાદશાંગી ભણાવી ન શકે આવી વખતે દ્વાદશાંગી ભણાવનાર અન્ય કોઇ ન હોય અથવા હોય અને તેઓ પણ કોઇ કારણસર દ્વાદશાંગી ભણાવી શકે તેમ ન હોય તો એ દ્વાદશાંગીનો ઉચ્છેદ થાય

દ્વાદશાંગી ભણાવનારની અવિદ્યમાન દશામાં અન્ય કોઇ દ્વાદશાંગી ભણાવી શકે તેમ હોય, પરંતુ તેઓ ઉપર ગણાવેલા કોઇ કારણસર કે અન્ય કોઈ કારણસર ભણાવી શકે તેમ ન હોય[3] તો તેવે સમયે પણ એ દ્વાદશાંગીનો ઉચ્છેદ થાય

ભણનાર વિદ્યમાન હોય, પરંતુ તેઓ છતી શક્તિએ કોઇ કારણસર ભણી શકે તેમ ન હોય[4] અને વળી અન્ય ભણનાર કોઇ ન હોય તો દ્વાદશાંગીનો ઉચ્છેદ થાય

ભણનારની અવિદ્યમાન દશામાં એટલે કોઇ ભણનાર જ ન હોય તો દ્વાદશાંગીનો ઉચ્છેદ થાય એ તો દેખીતી વાત છે

પ્રસ્તુતમાં **શ્રીસુધર્મસ્વામી** સિવાયના દસે ગણધરોની દ્વાદશાંગીનો ઉચ્છેદ શાથી થયો છે તે વિચારતાં એમ જણાય છે કે કોઇ ભણાવનાર ન હતું કે ભણનાર ન હતું એને લઇને તેમ થયું નથી, કેમકે ભણનાર મોજૂદ હતા અને વળી **શ્રીસુધર્મસ્વામી** અન્ય ગણધરોની પેઠે [5]સવ્વક્ખરસંનિવાઈ હોવાથી તેઓ અન્ય ગણધરની

---

૧ દાખલા તરીકે શ્રીઆર્યમહાગિરિસૂરિએ જિનકલ્પની તુલના કરવા માટે સ્થવિરકલ્પને છોડીને ગચ્છાંતરમાં પ્રવેશ કર્યો ત્યારે તેમણે ભણાવવાનું કાર્ય છોડી દીધું અને એ કાર્ય શ્રીઆર્યસુહસ્તિસૂરિને ભળાવ્યું જુઓ પરિશિષ્ટપર્વ (સ ૧૧, શ્લો ૩-૪)

૨ શ્રીસ્થૂલભદ્રે સિંહનું રૂપ વિકુર્વ્યું તે ઉપરથી શ્રીભદ્રબાહુસ્વામીએ તેમને પૂરેપૂરા ભણાવ્યા નહિ અત્ર શ્રીસ્થૂલભદ્રની યથેષ્ટ યોગ્યતાનો અભાવ કે અભિમાન કારણ તરીકે ગણાવી શકાય જુઓ આવસ્સયસુત્તની ચુણ્ણિ (ભા ૨, પત્ર ૧૮૮)

૩ કાલક્ષેપાદિ કારણને લીધે શ્રીસુધર્મસ્વામીએ અન્ય ગણધરની રચેલી દ્વાદશાંગી ભણાવી ન હોય એમ લાગે છે જુઓ પૃ ૩૦

૪ શ્રીઆર્યરક્ષિતસૂરિ દસ પૂર્વ સંપૂર્ણ ભણી શક્યા હોત, પરંતુ તેમણે કંટાળીને ભણતર પડતું મૂક્યું એ ઉદાહરણ અથવા તો શ્રીભદ્રબાહુસ્વામી પાસે બારમું અંગ ભણવા ગયેલા પાંચસો મુનિઓમાંથી શ્રીસ્થૂલભદ્ર સિવાયના મુનિઓ કંટાળીને ચાલ્યા ગયા એ ઉદાહરણ વિચારી લેવું

૫ 'સવ્વક્ખરસંનિવાઈ' નો અર્થ એ છે કે સ્વતંત્ર અક્ષરોથી તેમ જ એક કે વધારે અક્ષરોના સંયોગથી જેટલા શબ્દ બની શકે તેમ છે એ તમામ બનાવવાનું સામર્થ્ય ધરાવનારી વ્યક્તિ આવું સામર્થ્ય ચૌદપૂર્વધરમાં હોય છે આ સામર્થ્યને લઇને કોઇ પણ ગણધર કે જેઓ ચૌદપૂર્વધર હોય જ છે તેઓ અન્ય ગણધર રચેલી દ્વાદશાંગી જેવી દ્વાદશાંગી ધારે તો રચી શકે અને તેવી રચના કરીને કે કર્યા વિના જરૂર જણાય તો તે ભણાવી પણ શકે

આના સમર્થનાર્થે વિયાહપણ્ણત્તિ (શ ૧, ઉ ૧)નું સાતમું સૂત્ર તેમ જ પજ્જોસણાકપ્પનું નીચે મુજબનું ૧૩૭મું સૂત્ર આપણે અનુક્રમે નોંધીશું —

"तेण कालेण इंदभूती सव्वक्खरसंनिवाई विहरइ।"

"समणस्स णं भगवओ महावीरस्स तिन्नि सया चउद्दसपुव्वीणं अजिणाणं जिणसंकासाणं सव्वक्खरसंनिवाईणं जिणो विव अवितहं वागरमाणाणं उक्कोसिया चउद्दसपुव्वीणं संपया हुत्था।"

(૧) આવસ્સયસુત્તની નિજ્જુત્તિની [1]૬૫૨મી ગાથામાં સૂચવ્યા મુજબ શ્રીઇન્દ્રભૂતિ પ્રમુખ ૧૧ ગણધરોનો છદ્મસ્થ–પર્યાય અનુક્રમે ૩૦, ૧૨, ૧૦, ૧૨, ૪૨, ૧૪, ૧૪, ૯, ૧૨, ૧૦ અને ૮ વર્ષનો હતો.

(૨) આવસ્સયસુત્તની નિજ્જુત્તિની [2]૬૫૪મી ગાથામાં કહ્યું છે તેમ શ્રીઇન્દ્રભૂતિ પ્રમુખ ૧૧ ગણધરોનો કેવલિ–પર્યાય અનુક્રમે ૧૨, ૧૬, ૧૮, ૧૮. ૮, ૧૬, ૧૬, ૨૧, ૧૪, ૧૬ અને ૧૬ વર્ષનો હતો.[3]

(૩) પજ્જુસણાકપ્પના અંગરૂપ ગણાતી થેરાવલી ([4]સ્થવિરાવલી)માં સૂચવ્યા મુજબ આઠમા અને નવમા ગણધરની સૂત્રવાચના અભિન્ન હતી તો પણ તેઓ પોતપોતાના ગણને–શિષ્યસમુદાયને પોતે રચેલી દ્વાદશાંગીની વાચના આપતા હતા–ભણાવતા હતા.[5] એવી રીતે દસમા અને અગ્યારમા ગણધર પણ પોતપોતાના શિષ્યોને પોતે રચેલી દ્વાદશાંગીની વાચના આપતા હતા.

(૪) આવસ્સયસુત્તની નિજ્જુત્તિની [6]૬૫૯મી ગાથામા કહ્યું છે તેમ દરેક ગણધરે પોતાના નિર્વાણ પૂર્વે એક માસનું [7]પાદપોપગમન અનશન સ્વીકાર્યું હતું.

(૫) જે જે ગણધર કાળ કરતા ગયા તે તે ગણધર પાદપોપગમન અનશન સ્વીકારવા પૂર્વે પોતાના ગણને શ્રીસુધર્મસ્વામીને સોંપતા[8] ગયા અને એ રીતે ધીરે ધીરે દસ ગણધરો

---

૧ "तीसा बारस दसगं बारस बायाल चोद्दसदुगं च।
णवगं बारस दस अट्ठगं च छउमत्थपरियाओ ॥ ६५२ ॥"

२ "बारस सोलस अट्ठारसेव अट्ठारसेव अट्ठेव।
सोलस सोलस तहेक्कवीस चोद्दस सोले य सोले य॥ ६५४॥"

૩ આ ઉપરથી આપણે અગ્યારે ગણધરોનો દીક્ષાપર્યાય અનુક્રમે નીચે મુજબ વર્ષનો હતો એમ જોઇ શકીએ છીએઃ—

૪૨, ૨૮, ૨૮, ૩૦, ૫૦, ૩૦, ૩૦, ૩૦, ૨૬, ૨૬ અને ૨૪

૪ "थेरे अकंपिए 'गोयमे' गुत्तेणं थेरे अयलभाया 'हारिआकणे' गुत्तेणं पत्तेयं एने दुण्णि वि थेरा तिण्णि समणसयाइं वाएंति, थेरे अज्जमेइज्जे थेरे अज्जपभासे एए दुण्णि वि थेरा 'कोडिन्ना' गुत्तेणं तिण्णि तिण्णि समणसयाइं वाएंति।"

આ ઉલ્લેખ આઠમા અને નવમા ગણધરો બંને વાચના આપી શકયા ત્યાં જ સુધીના સમય માટે સમજવાનો છે કે એક આપતા બંધ થયા પછી પણ અવશિષ્ટ ગણધરે એ વાચના આપ્યા કરી ત્યાં સુધી સમજવાનો છે? આવો પ્રશ્ન દસમા અને અગ્યારમા ગણધરો માટે પણ ઉઠે છે

૫ આ પ્રમાણે ભિન્ન વાચના આપવાનાં બે કારણ સંભવે છેઃ (૧) શિષ્યોનો ભાવ-ઉત્સાહ કાયમ રહે–એ ભાંગી ન જાય અને (૨) ભણાવવું એ પણ સ્વાધ્યાય છે અને તે ન કરાય તો બીજો કોઇ સ્વાધ્યાય કરવો બાકી રહે.

૬ "मास पाओवगया सव्वे वि य सव्वलद्धिसंपन्ना।
वज्जरिसहसंघयणा समचउरंसा य संठाणे॥६५९॥"

૭ આના સ્વરૂપ માટે જુઓ વૈરાગ્યરસમંજરીનું માન સ્પષ્ટીકરણ (પૃ ૨૦૭).

૮ આ હકીકત આવસ્સયસુત્તની ચુણ્ણિ (ભા. ૧, પત્ર ૩૩૯)ગત નિમ્નલિખિત પાઠમાં જોવાય છેઃ–

"सामिस्स जीवंते णव कालगता, जो य कालं करेति सो सुधम्मसामिस्स गणं देति, इंदभूती सुधम्मो य सामिमि परिनिव्वुए परिनिव्वुता।"

ગણ રહિત બન્યા અર્થાત્ [1]નિરપત્ય બન્યા

(૬) **આવસ્સયસુત્તની** નિજ્જુત્તિની [2] ૫૮મી ગાથામાં સૂચવ્યા મુજબ તેમજ **આવસ્સયસુત્તની** ચુણ્ણિ અનુસાર[3] **શ્રીમહાવીરસ્વામીના** જીવન દરમ્યાન શ્રીઇન્દ્રભૂતિ અને **શ્રીસુધર્મસ્વામી** સિવાયના ગણધરો કાળ કરી ગયા–નિર્વાણપદને પામ્યા

(૭) **શ્રીમહાવીરસ્વામીના** નિર્વાણ પછી શ્રીઇન્દ્રભૂતિ અને **શ્રીસુધર્મસ્વામી** એ બન્ને કાળ કરી ગયા, પરન્તુ તેમાં **શ્રીસુધર્મસ્વામી** શ્રીઇન્દ્રભૂતિ પછી [4]આઠ વર્ષ કાળ કરી ગયા આ ઉપરથી એ ફલિત થાય છે કે ૧૧ ગણધરો પૈકી **શ્રીસુધર્મસ્વામી** સૌથી છેલ્લા કાળ કરી ગયા

આ સાત હકીકતોને લક્ષ્યમાં રાખી કયા ગણધરની દ્વાદશાંગીના પ્રવાહનો ક્યારે ઉચ્છેદ થયો તેનો વિચાર બે રીતે થઇ શકે કયા તો **શ્રીસુધર્મસ્વામી** સિવાયના પ્રત્યેક ગણધરે પોતે પોતાનો ગણ એમને સોંપ્યો ત્યાં સુધી એટલે એ પ્રત્યેક ગણધરે [5]કેવળી બન્યા પછી પણ તેમણે પોતાના ગણને દ્વાદશાંગી ભણાવી હશે અથવા તો એ ભણાવવાનું કાર્ય તો તેમણે છદ્મસ્થ-અવસ્થા સુધી જ કર્યું હશે અને ત્યાર બાદ એ કાર્ય તેમના મુખ્ય શિષ્યે, ગણ સોંપાયો નહિ ત્યાં સુધી કર્યું હશે [6] આ પૈકી ગમે તે રીતે વિચારતાં પ્રત્યેક ગણધરની દ્વાદશાંગીના

---

અત્ર 'ગણ' શબ્દનો શો અર્થ કરવો તેને અવલંબીને બે વિકલ્પો થઈ શકે છે (૧) પોતાનો દીક્ષિત શિષ્યસમુદાય અને (૨) એક જ વાચના લેનારો વર્ગ જો 'ગણ'નો અર્થ 'પોતપોતાનો શિષ્ય-સમુદાય' એમ કરવામાં આવે તો કોઈ જાતનો બાધ જણાતો નથી બાકી સમાન વાચના લેનારો શિષ્યવર્ગ એવો અર્થ કરતાં તો આઠમા અને નવમામાંથી તેમ જ દસમા અને અગ્યારમા ગણધરમાંથી જે એકની દ્વાદશાંગી પ્રથમ વ્યુચ્છિન્ન થઈ તેમના ગણના અરધા વિભાગે **શ્રીસુધર્મસ્વામી** પાસે વાચના લેવા માંડી હશે અને બીજા અરધા વિભાગે પોતાના ગણની વાચના આપનાર અવશિષ્ટ ગણધર પાસે વાચના લીધી હશે એમ એમ પ્રતીત થાય છે

૧ "जे इमे अज्जत्ताए समणा निग्गंथा विहरंति एए णं सव्वे अज्जसुहम्मस्स आवच्चिज्जा, अवसेसा गणहरा निरवच्चा वुच्छिन्ना।" –**પજ્જોસણાકપ્પની થેરાવલી**

२ "परिनिव्वुया गणहरा जीवन्ते णायए णवजणाउ।
इंदभूई सुहम्मो य 'रायगिहे' निव्वुए वीरे॥६५८॥"

૩ જુઓ ૩૨મા પૃષ્ઠગત આઠમું ટિપ્પણ

૪ વિચારો ૩૨મા પૃષ્ઠનું ત્રીજું ટિપ્પણ

૫ કેવલજ્ઞાની દેશના આપે છે, પરંતુ ભણાવવાના કાર્યમાં સારણા, વારણા, ચોયણા અને પડિચોયણાને અને કદાચિત્ તર્જન અને તાડનને પણ અવકાશ છે એટલે એવું કાર્ય તો વીતરાગ સર્વજ્ઞ કરે નહિ અને તેથી તેઓ ભણાવે નહિ એમ કેટલાક કહે છે એમ કહેનારાના મતે પ્રત્યેક ગણધર છદ્મસ્થ-અવસ્થા સુધી જ દ્વાદશાંગી ભણાવી હશે અને ત્યાર બાદ એ માટે અન્ય કોઈ વ્યવસ્થા કરી હશે

૬ શ્રીઇન્દ્રભૂતિ પ્રમુખ ગણધરે કેવલી બનતાં દ્વાદશાંગી ભણાવવી છોડી દીધી હોય તો જ્યાં સુધી તેમણે શ્રીસુધર્મસ્વામીને ગણ સોંપ્યો નહિ ત્યાં સુધી એની વાચના માટે તેમણે કોઈ જાતનો પ્રબંધ તો કર્યો જ હશે. એ માટે તેમણે પોતાના જે કોઈ શિષ્ય ચૌદપૂર્વધર હશે તેમને

પ્રવાહના ઉચ્છેદનો સમય સરખો જ આવે છે. એ સમયથી કયો સમય સમજવો એનો ઉત્તર પ્રાયઃ એ છે કે તે તે ગણધરના દીક્ષાપર્યાયમાંથી એકેક માસ જેટલો ઓછો એ સમજવો. સ્પષ્ટ શબ્દમાં કહું તો શ્રીસુધર્મસ્વામી સિવાયના દસ ગણધરોની દ્વાદશાંગીના પ્રવાહનો ઉચ્છેદ અનુક્રમે નીચે મુજબનાં વર્ષોમાંથી એકેક માસ ઓછો કરતાં બાકી રહેલા વખતે થયો છે:—

વર્ષ ૪૨, ૨૮, ૨૮, ૩૦, ૩૦, ૩૦, ૩૦, ૨૬, ૨૬ અને ૨૪.

આ સંબંધમાં [1]સ્થૂળ વિચાર કરતાં એમ જણાય છે કે બીજા અને ત્રીજા ગણધરની દ્વાદશાંગીઓના પ્રવાહનો સમકાલે ઉચ્છેદ થયો અને એવી હકીકત ચોથા, છઠ્ઠા સાતમા અને આઠમા ગણધરોની દ્વાદશાંગીઓ [2]આશ્રીને તેમ જ નવમા અને દસમા ગણધરોની દ્વાદશાગી આશ્રીને પણ બન્યો. વિશેષમાં સૌથી પ્રથમ, અગ્યારમા ગણધરની દ્વાદશાંગીનો પ્રવાહ નષ્ટ થયો, પરંતુ વાચનાદષ્ટિએ સમાન એવી દસમા ગણધરની દ્વાદશાંગી તો ત્યાર બાદ પણ બે વર્ષ ચાલૂ રહી. અત્ર એ પ્રશ્ન સ્ફુરે છે કે જ્યારે વાચનાદષ્ટિએ સમાન એવી દ્વાદશાંગી મોજુદ હતી તો પછી અગ્યારમા ગણધરે પોતાના શિષ્યોને શ્રીસુધર્મસ્વામીને કેમ સોંપ્યા ? આનો ઉત્તર એમ સંભવે છે કે જો તેમણે તેમ ન કર્યું હોત તો તેમના જે કેટલાક શિષ્યો બે વર્ષ કરતાં વધારે વખત જીવ્યા હશે અને જેમનો અભ્યાસ બાકી રહ્યો હશે તેમને અગ્યારમા, દસમા અને પાંચમા ગણધર એમ ત્રણ વાચનાચાર્ય થાત અને ત્રણ જાતની દ્વાદશાંગીનો અભ્યાસ કરવો પડત,[3] નહિ કે અગ્યારમા અને પાંચમા એમ બે જ વાચનાચાર્ય થાત અને બે જ જાતની દ્વાદશાંગીનો અભ્યાસ કરવો પડત. વળી જેમને ખુદ શ્રીમહાવીરસ્વામીએ 'ગણ' ની અનુજ્ઞા આપી હતી, અને જેમનાથી તીર્થ ચાલનાર હતું તેવા શ્રીસુધર્મસ્વામી વિદ્યમાન હોય ત્યારે અન્ય ગણધરને પોતાનો શિષ્યસમુદાય સોંપવો એ ઉચિત ખરું ?

અત્ર એ વાત સ્પષ્ટ કરવી જરૂરી જણાય છે કે આપણે ૩૨મા પૃષ્ઠમાં **આવસ્સયસુત્ત**ની ચુણ્ણિમાં જે ગણ સોંપ્યાનો ઉલ્લેખ જોઇ ગયા તેમાં ગણની સંખ્યા નવની ન સમજતા અગ્યારની સમજવાની છે, અને તેમ કરવામાં ગણનો અર્થ પોતાના શિષ્યોનો સમુદાય એમ કરવાનો છે, નહિ કે વાચનાદષ્ટિએ અભિન્ન દ્વાદશાગીની વાચના લેનારો વર્ગ. જો એ પ્રમાણે ગણનો અર્થ કરવો યુક્તિયુક્ત ન હોય તો પછી અગ્યારમા ગણધરે અનશન કરતી વેળા પોતાના શિષ્યોને દસમા ગણધરને સોંપ્યા અને તેમણે અનશન કરતી વેળા એ શિષ્યોને તેમ જ પોતાના શિષ્યોને પણ શ્રીસુધર્મસ્વામીને સોંપ્યા અને એવી રીતે નવમા ગણધરે પણ

---

એ કાર્ય ભળાવ્યું હશે. તેમના કોઇ પણ શિષ્ય ચૌદપૂર્વધર બન્યા જ ન હોય એ માનવું સયુક્તિક જણાતું નથી, કારણ કે **શ્રીમહાવીરસ્વામી**ના જીવન દરમ્યાન એમના પરિવારમાંથી ચૌદપૂર્વધરોની સંખ્યા **પજ્જુસણાકપ્પ**ના ૧૩૭મા સૂત્રમાં ત્રણસોની બતાવાઇ છે અને એમાંથી અગ્યાર ગણધરો બાદ કરતાં ૨૮૯ જેટલી સંખ્યા બાકી રહે છે.

૧ સૂક્ષ્મ વિચાર કરવા માટે તો ગણધરોના ચૌદપૂર્વધર શિષ્યોનો પણ વિચાર કરવો પડે.

૨ **શ્રીસુધર્મસ્વામીને** જે જે ગણ ભળાવાયો તે તે ગણને તેમના ગુરુએ રચેલી જ દ્વાદશાંગી તેમને ભણાવવાની હોત તો આવે સમયે તેમને એકંદર પાંચ દ્વાદશાંગી ભણાવવી પડત.

૩ આ અનિચ્છનીય પરિસ્થિતિ ગણાય, કેમકે સામાન્ય રીતે એમ મનાય છે કે અમુક અભ્યાસ પૂર્ણ કરાય તે દરમ્યાન શિક્ષક બદલાયા કરે અને અમુક અભ્યાસ માટે નિયત કરેલાં પાઠ્યપુસ્તકો વારંવાર ફેરવાયાં કરે તો અભ્યાસ કરનારનો અભ્યાસ કથળી જવા સંભવ છે.

અનશન કરતી વેળા પોતાના શિષ્યો આઠમા ગણધરને સોપ્યા અને તેમણે અનશન કરતી વેળા એ શિષ્યોને તેમ જ પોતાના શિષ્યોને શ્રીસુધર્મસ્વામીને સોપ્યા એમ માનવુ જોઇએ

આ ઉપરથી આપણે નીચે મુજબ તારવણી કરી શકીએ —

(૧) અગ્યારમા ગણધરની દ્વાદશાગીના પ્રવાહનો શબ્દદષ્ટિએ ઉચ્છેદ પ્રાય સૌથી પ્રથમ થયો

(૨) પાચમા ગણધરની દ્વાદશાગીને બાજુ પર રાખી એમ કહી શકાય કે પહેલા ગણધરની દ્વાદશાગીના પ્રવાહનો શબ્દદષ્ટિએ ઉચ્છેદ પ્રાય સૌથી છેલ્લો થયો

(૩) પાચમા ગણધરની દ્વાદશાગીનો શબ્દદષ્ટિએ સર્વાશે ઉચ્છેદ થયો નથી

(૪) કેટલીક દ્વાદશાગીઓના પ્રવાહનો શબ્દદષ્ટિએ ઉચ્છેદ પ્રાય સમકાલે થયો છે જેમકે (અ) નવમા અને દસમા ગણધરની, (આ) બીજા અને ત્રીજા ગણધરની અને (ઇ) ચોથા, છઠ્ઠા, સાતમા અને આઠમા ગણધરની

(૫) અર્થદષ્ટિએ તો અગ્યારે દ્વાદશાગીઓ અશત તો આજે પણ મોજુદ છે એટલે એ દષ્ટિએ તો અગ્યાર દ્વાદશાગીઓમાથી એકનો સર્વથા ઉચ્છેદ થયો નથી

**શ્રીસુધર્મસ્વામીની** દ્વાદશાગીનો હજી સર્વાશે નાશ થયો નથી, પરતુ એનો હ્રાસ થતો જાય છે અને આગળ જતા વર્તમાન ધર્મનો ઉચ્છેદ થતા સુધીમા એનો નાશ થશે આ હકીકત સવિસ્તરપણે આપણે હવે પછીના પ્રકરણમા વિચારીશુ અહીં તો આ ચોવીસીમા થઇ ગયેલા **શ્રીઋષભદેવ** પ્રમુખ તેવીસ તીર્થંકરોના ગણધરોની દ્વાદશાંગીઓનો ઉચ્છેદ વિચારીશુ એ માટે સૌથી પ્રથમ આપણે ચોવીસે તીર્થંકરોના ગણધરોની સખ્યા જે વિચાર લેશ ([1]ગા ૧૭૭-૧૭૯)મા નીચે મુજબ અનુક્રમે અપાતી છે તે જોઇ લઇએ —

૮૪, ૯૫, ૯૫, ૧૦૨, ૧૧૬, ૧૦૭, ૯૫, ૯૩, ૮૮, ૮૧, ૭૬, ૬૬, ૫૭, ૫૦, ૪૩, ૩૬, ૩૫, ૩૩, ૨૮, ૧૮, ૧૭, ૧૧, [2]૧૦ અને ૧૧

શ્રીઋષભદેવના ૮૪ ગણધરો પૈકી ૮૩ ગણધરોની દ્વાદશાગીનો પ્રવાહ તેમના અતસમયે વ્યુચ્છિન્ન થયો હશે અને બાકી રહેલા દીર્ઘાયુષ્યવાળા એક ગણધરની દ્વાદશાગીનો ધીરે ધીરે હ્રાસ થયો હશે અને મોડામા મોડો અન્ય તીર્થમા એ તીર્થનુ સક્રમણ થતા તેનો પણ શબ્દ દષ્ટિએ સર્વાશે નાશ થયો હશે

કહેવાનુ તાત્પર્ય એ છે કે અન્ય તીર્થમા સક્રમણ થતા એટલે કે શ્રીઅજિતનાથનુ

---

૧ "આ રહી એ ત્રણ ગાથા —

"चुलसीइ १ पचनवइ २ बिउत्तर ३ सोलसुत्तर ४ सय च ५।
सत्तुत्तर ६ पणनवइ ७ तणवई ८ अ सीइ य ९ ॥१७७॥
एगासी १० छावत्तरी ११ छावट्ठी १२ सत्तवन्न १३ पन्ना य १४।
तेयालीसा य १५ तह छत्तीसा १६ चउ पन्तीसा १७ ॥१७८॥
तित्तीस १८ अट्ठवीसा १९ अट्ठारस २० चेव तहय सत्तरस २१।
एक्कारस २२ दस २३ एक्कारसेव २४ इय गणहरपमाण ॥१७९॥"

૨ ઠાણ (સ્થા. ૮, સૂ ૬૧૭)માં તેમ જ પજ્જોસવણાકપ્પની થેરાવલીમા શ્રીપાર્શ્વનાથના આઠ ગણધરોનો ઉલ્લેખ છે ખરો, પરતુ બે ગણધરોનુ આયુષ્ય અલ્પ હોવાથી ત્યા તેમની ગણના કરાયેલી નથી જુઓ સુબોધિકા (પત્ર ૧૧૦ આ).

તીર્થ સ્થપાયા બાદ એની પૂર્વેના તીર્થનો એમાં અંતર્ભાવ થતા શ્રીઋષભદેવના તીર્થ-સમયે ઉદ્‌ભવેલી દ્વાદશાંગી જતી કરાઇ હશે અને એનું સ્થાન **શ્રીઅજિતનાથ**ના તીર્થમાં રચાયેલી દ્વાદશાગીએ લીધું હશે.

આવી હકીકત **શ્રીઅજિતનાથ**થી માંડીને **શ્રીચન્દ્રપ્રભસ્વામી** સુધીના સાત તીર્થ-કરોના તીર્થમા સ્થપાયેલી દ્વાદશાગીઓને પણ લાગુ પડે છે એટલે કે નવીન નવીન તીર્થ ઉત્પન્ન થતાં પૂર્વ પૂર્વ તીર્થમાં ઉદ્‌ભવેલી દ્વાદશાંગીનું સ્થાન નવીન નવીન—ઉત્તરોત્તર દ્વાદશાંગીએ લીધું હશે.

બાકીનાં તીર્થો આશ્રીને, શ્રજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ કૃત **વિસેસણવઇ** (ગા. ૧૦૩)[1], **શ્રીનેમિચન્દ્રસૂરિ**કૃત **પવયણસારુદ્ધાર** (દ્વા. ૩૬, શ્લો. ૧–૨) વગેરે ગ્રંથો ઉપરથી એમ જણાય છે કે **શ્રીઋષભદેવ**ના સમયમા ઉદ્‌ભવેલી દ્વાદશાગી અર્થદૃષ્ટિએ અને ભારતવર્ષની અપેક્ષાએ, **શ્રીસુવિધિનાથ**નું તીર્થ સ્થપાયું ત્યાં સુધી અને વધારેમાં વધારે કદાચ એ તીર્થનો ઉચ્છેદ થયો તે સમય સુધી ટકી રહી. એવી રીતે **શ્રીસુવિધિનાથ**થી માડીને **શ્રીઅનંતનાથ** સુધીના તીર્થંકરોના તીર્થમા ઉદ્‌ભવેલી દ્વાદશાંગીઓ બહુમાં બહુ તે તે તીર્થના ઉચ્છેદકાલ સુધી જ ચાલુ રહી એટલે કે વચ્ચે વચ્ચે દ્વાદશાંગી શબ્દદૃષ્ટિએ તેમ જ અર્થદૃષ્ટિએ પણ નાબુદ બની. પછી પાછી **શ્રીશાંતિનાથ**થી માંડીને **શ્રીપાર્શ્વનાથ** સુધીના તીર્થંકરના તીર્થમાં રચાયેલી દ્વાદશાંગીઓ અર્થદૃષ્ટિએ અવિચ્છિન્નપણે ચાલુ રહી અને અંશતઃ એ આજે પણ ચાલુ છે. આ હકીકતને સમર્થિત કરનારાં તેમ જ તીર્થના ઉચ્છેદનો કાળ સૂચવનારાં **પવયણ-સારુદ્ધાર**નાં નીચે મુજબનાં પદ્યો આપણે હવે વિચારીશું:—

"पुरिमंतिमअट्ठट्ठंतरेसु तित्थस्स नत्थि वोच्छेओ।
मज्झिल्लएसु सत्तसु एत्तियकालं तु वुच्छेओ ॥ ४३० ॥
चउभागं चउभागो तिन्नि य चउभाग पलियचउभागो।
तिण्णेव य चउभाग चउत्थभागो य चउभागो ॥[2] ४३१ ॥"[3]

આનો અર્થ એ છે કે ચોવીસ તીર્થંકરો વચ્ચે એકંદર ૨૩ આંતરાઓ છે. તેમાંના પહેલા અને બીજા તીર્થંકરના તીર્થ વચ્ચે એક આંતરો, બીજા અને ત્રીજા તીર્થંકરના તીર્થ વચ્ચે એક આંતરો એમ [4]આઠ આંતરા સુધી તીર્થનો વ્યુચ્છેદ થયો નથી એટલે કે **શ્રીચંદ્ર-પ્રભુ** સુધી તો તીર્થ અવિચ્છિન્નપણે ચાલુ રહ્યું. એવી રીતે છેલ્લા આઠ આંતરા સુધી એટલે કે સોળમા અને સત્તરમા તીર્થ વચ્ચે એક આંતરો, સત્તરમા અને અઢારમાના તીર્થ વચ્ચે એક આંતરો એમ [5]આઠ આંતરા સુધી તીર્થનો વ્યુચ્છેદ થયો નથી એટલે કે **શ્રીશાંતિનાથ**ના

---

૧ "एगाई एगन्ता जवमज्झं सत्त तित्थवोच्छेया।
अण्णेसिं पलितपया एक्केक्कगदुतितिदुवेक्केक्का ॥१०३॥"

૨ **સત્તરિસયટ્ઠાણ** (ગા. ૨૧૩)માં પણ આ જ પ્રમાણે પ્રત્યેક આંતરાનો કાળ આપેલો છે સ્વ. **શ્રીવિજયદાનસૂરિ**એ **વિવિધ પ્રશ્નોત્તર** (પૃ. ૭૫)માં મતાંતર પ્રમાણે આ પ્રત્યેક કાળ ચાર ચાર ગણો છે એવો ઉલ્લેખ કર્યો છે, પરંતુ એ માટે મૂળ સ્થળ જણાવ્યું નથી.

૩ આ ૩૬મા દ્વારનાં પહેલાં બે પદ્યો છે.

૪ **શ્રીઋષભદેવ**થી માંડીને **શ્રીસુવિધિનાથ** સુધીના નવ તીર્થંકરો વચ્ચે આઠ આંતરા છે

૫ **શ્રીશાંતિનાથ**થી તે **શ્રીમહાવીરસ્વામી** સુધીના નવ તીર્થંકરો વચ્ચે આઠ આંતરા છે.

સમયમાં સ્થપાયેલું તીર્થ અદ્યાપિ ચાલુ છે શ્રીસુવિધિનાથથી શ્રીશાન્તિનાથ સુધીના વચલા સાત આંતરામાં તીર્થનો ઉચ્છેદ થયો છે એટલે કે શ્રીસુવિધિનાથથી માંડીને શ્રીઅનન્તનાથ સુધીના સાત તીર્થંકરો પૈકી પ્રત્યેકનું તીર્થ અન્ય તીર્થ સ્થપાયું તે પૂર્વે ઉચ્છિન્ન બન્યું હતું આ પ્રમાણે જે સાત વાર તીર્થનો ઉચ્છેદ થયો છે[1] તે પ્રત્યેકનો કાળ અનુક્રમે એક ચતુર્થાંશ પલ્યોપમ, એક ચતુર્થાંશ પલ્યોપમ, ત્રણ ચતુર્થાંશ પલ્યોપમ, એક ચતુર્થાંશ પલ્યોપમ, ત્રણ ચતુર્થાંશ પલ્યોપમ, એક ચતુર્થાંશ પલ્યોપમ અને એક ચતુર્થાંશ પલ્યોપમ જેટલો છે કહેવાની મતલબ એ છે કે નવમા અને દસમા તીર્થંકરની વચમાં એક ચતુર્થાંશ પલ્યોપમ કાળ સુધી [2]તીર્થનો વ્યુચ્છેદ રહ્યો[3] અને એ પ્રમાણે બાકીના માટે યથાસ્થિતપણે ઘટાવી લેવું



---

૧ જુઓ ૩૬મા પૃષ્ઠગત પહેલું ટિપ્પણ

૨ તીર્થનો વ્યુચ્છેદ થયો એટલે જૈન ધર્મનું નામનિશાન રહ્યું નહિ કોઈને 'ધર્મ' એ શબ્દનો યથાર્થ ખ્યાલ પણ રહ્યો નહિ અને અધર્મ પ્રવર્ત્યો

૩ આવી પરિસ્થિતિમાં, શ્રીભરતે શ્રાવકો માટે-બ્રાહ્મણો માટે બનાવેલા વેદો સુલસ, યાજ્ઞવલ્ક્ય વગેરેને હાથે વિકૃત બન્યા એમ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર (પ ૧, સ ૬)ના નિમ્નલિખિત પદ્યો ઉપરથી જણાય છે —

"अत्रे साधुविच्छेदोऽन्तनवमदशमार्हतोः ।
एवं सप्तस्वन्तरेषु जिनानामेष वृत्तवान् ॥ २५५ ॥
वेदाश्चार्हत्स्तुतियतिश्राद्धधर्ममयास्तदा ॥
अनार्याः सुलसा(?स)याज्ञवल्क्यादिभिः कृताः ॥ २५६ ॥"

# પ્રકરણ ૫ મું

## શ્રીસુધર્મસ્વામીએ રચેલી દ્વાદશાંગીનો હ્રાસ

આપણે ગત પ્રકરણમાં જોઇ ગયા તેમ **શ્રીમહાવીરસ્વામી**ના અગ્યાર ગણધરોએ રચેલી દ્વાદશાંગીઓ પૈકી **શ્રીસુધર્મસ્વામી** સિવાયના દસે ગણધરોની દ્વાદશાંગીઓનો પ્રવાહ, એમના એટલે કે **શ્રીસુધર્મસ્વામી**ના જીવનકાલ દરમ્યાન પ્રાયઃ વ્યુચ્છિન્ન થયો. વખત જતાં એ દસે દ્વાદશાંગીઓ શબ્દદષ્ટિએ સર્વાંશે નાશ પામી, અને એ તમામનું સ્થાન [1]પ્રાયઃ સમકાલે રચાયેલી એવી **શ્રીસુધર્મસ્વામી**ની દ્વાદશાંગીએ લીધું. કાલાંતરે એ દ્વાદશાંગી પણ ખંડિત બની. એનો હ્રાસ થતો ગયો અને હજી પણ એનો હ્રાસ થતો જાય છે. દુર્ભાગ્યે, આગળ ઉપર એક એવો સમય આવશે કે જ્યારે એ દ્વાદશાંગીમાંથી એક અંગ કે એનો કોઇ ભાગ પણ મોજુદ હશે નહિ, એટલું જ નહિ પણ એ દ્વાદશાંગીને આધારે યોજાયેલ એક પણ આગમ કે તેનો અંશ પણ ટકી રહેલો નહિ હોય. આ હકીકત આપણે આ પ્રકરણમાં વિચારીશું.

**શ્રીસુધર્મસ્વામી** સિવાયના તમામ ગણધરો પોતપોતાનો ગણ **શ્રીસુધર્મસ્વામી**ને સોંપી નિરપત્ય બન્યા એથી એ ગણધરોનો વંશ ન ચાલતાં કેવળ **શ્રીસુધર્મસ્વામી**નો જ વંશ ચાલ્યો—એમની જ શિષ્યપરંપરા ઉદ્ભવી. **શ્રીસુધર્મસ્વામી**ની પાટે એમના મુખ્ય શિષ્ય [2]**શ્રીજંબૂસ્વામી** થયા અને એવી રીતે ઉત્તરોત્તર [3]**શ્રીપ્રભવસ્વામી**, [4]**શ્રીશય્યંભવસૂરિ** (**વીરસંવત્** ૩૬–૯૮) અને **શ્રીયશોભદ્રસૂરિ** થયા.[5] એમની પાટે [6]**શ્રીસંભૂતિવિજય**

---

૧ 'પ્રાયઃ સમકાલે' એમ કહેવાનું કારણ એ છે કે જોકે અગ્યારે દ્વાદશાંગીઓ, **શ્રીમહાવીરસ્વામી**એ બીજી દેશના **પાવાપુરી**માં આપી તે દેશનાના પ્રસંગે રચાયેલી છે, છતાં એ તમામની રચનાનો પ્રારંભ સમકાલે-એકી વખતે થયો હોય એમ જણાતું નથી. સ્પષ્ટ શબ્દોમાં કહું તો **શ્રીઇન્દ્રભૂતિ**એ દીક્ષા લીધી ત્યાર પછી **શ્રીઅગ્નિભૂતિ** વગેરેની દીક્ષા થયેલી છે. **શ્રીઅગ્નિભૂતિ**ની દીક્ષા થઇ ત્યાં સુધી **શ્રીઇન્દ્રભૂતિ** એમ ને એમ બેસી રહ્યા, તેમણે કોઇ તત્ત્વવિષયક પ્રશ્ન પ્રભુને પૂછ્યો નહિ અથવા તેમણે પૂછ્યો તો પણ પ્રભુએ અન્ય ગણધરની દીક્ષા થઈ નહિ ત્યાં સુધી ઉત્તર આપ્યો જ નહિ અથવા પ્રભુએ ઉત્તર આપ્યો તેમ છતાં તેમણે દ્વાદશાંગી રચવાનું કાર્ય શરૂ જ ન કર્યું એમ માનવું યુક્તિયુક્ત જણાતું નથી. જો આ મારું કહેવું વાસ્તવિક હોય તો એમ માનવું જોઇએ કે **શ્રીઇન્દ્રભૂતિ**એ જે સમયે દ્વાદશાંગી રચવા માંડી તે જ સમયે અન્ય ગણધરે દ્વાદશાંગી રચવાની શરૂઆત કરી ન હતી. એટલે ઉદાહરણાર્થે **શ્રીઇન્દ્રભૂતિ**ની દ્વાદશાંગીની રચનાના સમયમાં અને **શ્રીસુધર્મસ્વામી**ની દ્વાદશાંગીની રચનાના સમયમાં અંતર છે.

૨–૪ જેમ **શ્રીમહાવીરસ્વામી**ના નિર્વાણ પછી ૨૦ વર્ષ સુધી **સુધર્મસ્વામી** યુગપ્રધાન પદ પર રહ્યા તેમ આ ત્રણે અનુક્રમે ૪૪, ૧૧ અને ૨૩ વર્ષ રહ્યા

૫ **શ્રીયશોભદ્રસૂરિ** પર્યંત **શ્રીમહાવીરસ્વામી**નું ધર્મશાસન એક આચાર્યની સત્તામાં રહ્યું, પરંતુ એ સૂરિ **વીરસંવત્** ૧૪૮માં બે ઉત્તરાધિકારી બનાવી સ્વર્ગે સીધાવ્યા ત્યારથી એક પાટ પર બબ્બે આચાર્ય સ્થાપવાની પ્રવૃત્તિ શરૂ થઇ.

૬ **શ્રીસંભૂતિવિજય વીરસંવત્** ૧૫૬માં સ્વર્ગે ગયા ત્યારે **શ્રીભદ્રબાહુસ્વામી**ને સંઘસ્થવિરનું પદ મળ્યું, પરંતુ જ્યાં સુધી તેઓ જીવતા હતા ત્યાં સુધી **શ્રીભદ્રબાહુસ્વામી**નો સંઘના કાર્યમાં

અને શ્રીભદ્રબાહુસ્વામી થયા એ શ્રીભદ્રબાહુસ્વામીના સમયમા બાર દુકાળી પડી—બાર વર્ષ સુધી ઉપરાઉપરી દુકાળ પડ્યો એ દરમ્યાન સઘનો શ્રુત વિસ્મરણ ગયા દુકાળનો અત આવતા સઘ પાટલિપુત્રમા ભેગો મળ્યો તે વખતે એકનો ઉદ્દેશક તો બીજાનો [1]ખડ એમ કરી તેઓ માડમાડ ૧૧ અગો એકત્રિત કરી શક્યા, પરતુ તેઓ દિટ્ઠિવાય નામનુ બારમુ અગ એકત્રિત કરી શક્યા નહિ એ તો કેવળ શ્રીભદ્રબાહુસ્વામીને જ યાદ હતુ અને તેઓ તો નેપાળમા 'મહાપ્રાણ' ધ્યાન ધરતા હતા[2] આથી પાટલિપુત્રમા એકઠા મળેલા શ્રીસઘે—[3]શ્રીસઘસમેતને તેમને બારમા અગની વાચના આપવા કહેવડાવ્યુ પ્રથમ તો તેમણે સ્વીકારવા ના પાડી, પરતુ જ્યારે શ્રીસઘે તેમના એ વર્તનને શ્રીસઘની આજ્ઞાના ભગ રૂપ ગણ્યુ ત્યારે તેમણે હા પાડી[4] ત્યાર બાદ તેમની પાસે વાચનાર્થે આવેલા ૫૦૦ મુનિઓને તેમણે યથાસમય દરરોજ કટકે કટકે સાત વાચના આપવા માડી[5] એ વાચના કટકે કટકે

---

કોઇ અધિકાર ન હતો જુઓ મુનિશ્રીકલ્યાણવિજયકૃત વીર નિર્વાણ સવત્ ઔર જૈન કાલગણના (પૃ ૧૧)

૧ દરેક અગને ઉદ્દેશક નથી તેથી કે ઉદ્દેશક કરતા ન્યૂનાધિક ભાગ સૂચવવો હોય તેથી મૂળમાં 'ખડ' શબ્દ યોજાયો હશે એમ લાગે છે

૨ જુઓ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિકૃત પરિશિષ્ટપર્વ (સ ૮ શ્લો ૧૯૩ તથા સ ૯, શ્લો ૫૫–૫૮) તેમ જ શ્રીદેવસૂરિકૃત જીવાનુશાસન (ગા ૮૪)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ ૪૫) તિત્થોગાલી પઇન્નયમા આ સબધમાં નીચે મુજબ ઉલ્લેખ છે —

"सो विय चोद्दसपुव्वी बारसवासाइ जोगपडिवन्नो
सुत्तत्थेण निबद्धइ अत्थ अज्झयणबधस्स ॥७१४॥"

(વીર નિર્વાણ સવત્ ઔર જૈન કાલગણનાના ૧૦૩મા પૃષ્ઠ ઉપરથી ઉદ્ધૃત)

આ ઉપરથી જણાય છે કે મહાપ્રાણ ધ્યાન બાર વર્ષ માટે તેમણે અગીકાર કર્યું હતુ આ મહાપ્રાણ ધ્યાનનુ વિશિષ્ટ સ્વરૂપ જોઈ કોઈએ આલેખેલુ હોય તો તે તરફ મારુ ધ્યાન ખેચવા તજ્જ્ઞોને વિનતિ છે

૩ આવો ચાર વિશિષ્ટ સમેલનો થયેલાં છે તેની નોધ આગળ ઉપર આ પ્રકરણમા લેવાશે

૪ આને લગતો પ્રસગ આવસ્સયચુણ્ણિની ચૂર્ણિમા નીચે મુજબ દર્શાવેલો છે -

'तम्मि य काले बारसवरिसो दुक्कालो उवट्ठितो। सजता इतो इतो य समुद्दतीरे गच्छित्ता पुणरवि 'पाडलिपुत्ते' मिलिता। तेसिं अण्णस्स उद्देसो, अण्णस्स खड, एव सघाडितेहिं एक्कारस अगाणि सघातिताणि दिट्ठिवादो नत्थि। 'नेपाल वत्तिणीए य भद्दबाहुसामी अच्छति चोद्दसपुव्वी, तेसिं सघेण पत्थवितो सघाडओ 'दिट्ठिवाद वाएहि' त्ति। गतो, निवेदित सघकज्ज। त ते भणति—दुक्कालनिमित्त महापाण न पविट्ठो मि तो न जाति वायण दातु। पडिनियत्तेहिं सघस्स अक्खात। तेहिं अण्णो वि सघाडओ विसज्जितो, जो सघस्स आण अतिक्कमति तस्स को दडो ?। तो अक्खाइ—उग्घाडिज्जइ। त भणति मा उग्घाडेह, पेसेह मेहावी, सत्त पडिपुच्छगाणि देमि।"

ભા ૨, પત્ર ૧૮૭

૫ પરિશિષ્ટપર્વ (સ ૯, શ્લો ૬૮ ૬૯) માં જેનો નિર્દેશ છે કે શિષ્યવર્ગમાંથી આવતા એક

મળતી હોવાથી [1]શ્રીસ્થૂલભદ્ર સિવાયના બધા (૪૯૯) મુનિઓ કંટાળીને ચાલ્યા ગયા, પરંતુ શ્રીસ્થૂલભદ્ર તો ત્યાં રહ્યા.

તેમણે આઠ વર્ષમા આઠ પૂર્વોનો અભ્યાસ કર્યો. એવામાં એક વેળા **શ્રીભદ્રબાહુસ્વામીએ** તેમને પૂછ્યું કે તારો ઉત્સાહ ભાંગી ગયો છે? તેમણે એનો નકારમાં જવાબ આપ્યો અને કહ્યું કે મને વિશેષ વાચના મળે તો સારું. **શ્રીભદ્રબાહુસ્વામીએ** કહ્યું કે મારું ધ્યાન પૂર્ણ થવા આવ્યું છે એટલે તેમ થતાં હું તને તારી ઇચ્છા મુજબ વાચના આપીશ. તે વેળા **શ્રીસ્થૂલભદ્રે** કેટલો અભ્યાસ થયો છે અને કેટલો બાકી રહ્યો છે તે પૂછ્યું. ત્યારે **શ્રીભદ્રબાહુસ્વામીએ** કહ્યું કે સાગરમાં બિન્દુ જેટલો અભ્યાસ થયો છે. વખત જતાં **શ્રીભદ્રબાહુસ્વામીનું** મહાપ્રાણ ધ્યાન પૂર્ણ થયું તેવામાં **શ્રીસ્થૂલભદ્રે** લગભગ દસમું પૂર્વ પૂરું કર્યું—તેમને એ પૂર્વમાંનાં બે વસ્તુનું જ્ઞાન મેળવવું બાકી રહ્યું. જુઓ **પરિશિષ્ટપર્વ** (સ. ૯, શ્લો. ૭૧–૭૬).[2]

કાલાંતરે તેઓ **શ્રીભદ્રબાહુસ્વામી** સાથે વિહાર કરી **પાટલિપુત્ર** આવ્યા. એવામાં એક વેળા તેમની સંસારીપણાની સાત બેનો સાધ્વી અવસ્થામાં તેમને વંદન કરવા આવી [3]ત્યારે તેમણે સિંહનું રૂપ વિકુર્વ્યું. **શ્રીભદ્રબાહુસ્વામીને** એ વાતની ખબર પડી ગઇ. ત્યાર બાદ **શ્રીસ્થૂલભદ્ર** વાચના લેવા ગયા ત્યારે તેમણે એમને વાચના આપવાની ના પાડી, પરંતુ અંતે શ્રીસંઘની આગ્રહ ભરી વિજ્ઞપ્તિને સ્વીકારી બાકીનાં પૂર્વોની વાચના આપી કિન્તુ એનો અર્થ ન બતાવ્યો. એટલું જ નહિ, પણ હવે કોઇને એ વાચના આપવી નહિ એમ **સ્થૂલભદ્ર** પાસે કબૂલ કરાવ્યું.[4] આ પ્રમાણે **શ્રીભદ્રબાહુસ્વામીના** સ્વર્ગગમન પછી એટલે **વીરસંવત્**

---

વાચના, ત્રણ કાલવેળાએ બીજી ત્રણ અને સાયાહ્ન (રાત્રિક) પ્રતિક્રમણ કર્યા બાદ બીજી ત્રણ એમ કુલે સાત વાચના આપવા શ્રીભદ્રબાહુસ્વામીએ હા પાડી હતી

**તિત્થોગાલી** (ગા ૭૩૬)માં કાયોત્સર્ગ પૂર્ણ કર્યા બાદ, ભોજનના સમયે અને મકાન (સેજ્જા)માંથી બહાર જતી વેળા અને એમાં આવતી વેળા વાચના આપવાનો ઉલ્લેખ છે.

૧ એમના જીવનવૃત્તાન્ત માટે જુઓ **વૈરાગ્યરસમંજરીનું** મારું સ્પષ્ટીકરણ (પૃ. ૧૮૪–૧૯૧).

૨ **તિત્થોગાલી** (ગા. ૭૪૫)માં સૂચવ્યા મુજબ તો શ્રીસ્થૂલભદ્ર આઠ વર્ષમાં આઠ પૂર્વ શીખ્યા એવામાં **શ્રીભદ્રબાહુસ્વામીના** તપનો નિયમ (યોગસાધના–મહાપ્રાણ ધ્યાન) પૂર્ણ થતાં તેમને શ્રીસ્થૂલભદ્ર સાથે લગભગ ઉપર મુજબ વાતચીત થઈ

૩ આ સમયે શ્રીસ્થૂલભદ્ર એકાંતમાં બેસીને **૧૧મું** પૂર્વ યાદ કરતા હતા એમ **તિત્થોગાલી** (ગા ૭૫૩)માં ઉલ્લેખ છે. આ રહી એ ગાથા:—

"सपति (?) एक्कारसम पुव्व अतिवयति वणदधो चेव।
ऊंतितओ भगिणीतो सुद्दमणा वदणनिमित्त ॥७५३॥"

૪ આ સંબંધમાં **તિત્થાગાલીમાં** નીચે મુજબ ઉલ્લેખ છે:—

"अह भणइ **थूलभद्दो** अण्णं रूवं न किंचि काहामो।
इच्छामि जाणिउ जे अहमं चत्तारि पुव्वाइ ॥८००॥
नाहिसि तं पुव्वाइं सुयमेत्ताइं विमुग्गहा हिंति (?)
दस पुण ते अणुजाणे जाण पणट्ठाइं चत्तारि ॥८०१॥

૧૭૦ પછી ૧૧મા, ૧૨મા, ૧૩મા અને ૧૪મા એ ચાર છેલ્લા પૂર્વોનો અર્થથી વિચ્છેદ થયો અને શ્રીસ્થૂલભદ્રના સ્વર્ગગમન પછી[1] એનો શબ્દથી પણ વિચ્છેદ થયો

જેમ શ્રીભદ્રબાહુસ્વામીના સમયમા બાર દુકાળી પડી હતી[2] તેમ એક બાર દુકાળી વખત જતા 'એલાપત્ય' ગોત્રના [3]શ્રીઆર્યમહાગિરિ અને 'વસિષ્ઠ' ગોત્રના [4]શ્રીઆર્ય-

---

एतेण कारणेण उ पुरिसजुगे अट्ठमि वीरस्स।

सयराहेण पणट्ठाइ जाण चत्तारि पुव्वाइं ॥८०२॥"

તિત્થોગાલીની ઉપર્યુક્ત ૭૫૩મી ગાથામાં શ્રીસ્થૂલભદ્ર ૧૧મુ પૂર્વ યાદ કરતા હતા એમ જે કહ્યુ છે તેનો આ ૮૦૨મી ગાથા સાથે સમન્વય કરવા માટે ચાર પૂર્વો એટલે પૂરેપૂરા ચાર પૂર્વો એવો અર્થ ન કરવો જોઈએ એમ લાગે છે

૧ આ સ્વર્ગગમનનો સમય કેટલાક વીરસવત્ ૨૧૫ માને છે, જ્યારે મુનિ શ્રીકલ્યાણવિજય ૨૨૫ માને છે જુઓ વીર નિર્વાણ સવત ઔર જૈન કાલગણના (પૃ ૬૨)

૨ ચન્દ્રગુપ્તના સમયમાં દુકાળ પડયાનો ઉલ્લેખ નિસીહસુત્તની ચુણ્ણિમા છે, પરન્તુ એ ભાગે કઈ શ્રુતના ઉપર અસર કરી હોય એમ જણાતુ નથી વિશેષમા એ દુકાળ આ બાર દુકાળીથી ભિન્ન છે, કેટલાક ચન્દ્રગુપ્તને અને શ્રીભદ્રબાહુસ્વામીને સમકાલીન માને છે તે વિચારણીય છે, તેમ જ પરિશિષ્ટપર્વ (સ ૮ શ્લો ૩૩૯)મા ચન્દ્રગુપ્ત વીરસવત્ ૧૫૫મા રાજા થયાની વાત છે, તે ભ્રાન્ત છે એમ વીર નિર્વાણ સવત ઔર જૈન કાલગણના (પૃ ૬૮-૬૯)માં સૂચવાયુ છે

૩ એમનું જીવનચરિત્ર આવસ્સયસુત્તની ચુણ્ણિ (પત્ર )મા ઉપલબ્ધ થાય છે એમનો જન્મ વી સ ૧૪૫માં, દીક્ષા ૧૭૫મા યુગપ્રધાનપદવી ૨૧૫મા એ પદવીનો નિક્ષેપ (પૂર્ણત્વકાલ) ૨૪૫મા અને એમનુ સ્વર્ગગમન ૨૪૫માં થયેલ છે એમ વીર નિર્વાણ સવત્ ઔર જૈન કાલગણના (પૃ ૬૪)માં સૂચવાય છે

આવસ્સયભાસ (ગા ૧૩૧-૧૩૨) અથવા વિસેસાવસ્સયભાસ (ગા ૨૩૮૯-૨૩૯૦) પ્રમાણે આ શ્રીઆર્યમહાગિરિસૂરિના શિષ્ય શ્રીકૌડિન્યના શિષ્ય શ્રીઅશ્વમિત્ર વીરસવત્ ૨૨૦મા સામુચ્છેદિક મત સ્થાપી ચોથા નિહ્નવ બન્યા, જોકે અતમા તેઓ સુધરી ગયા એવી રીતે આવસ્સયભાસ (ગા ૧૩૩-૧૩૪) અથવા વિસેસાવસ્સયભાસ (ગા ૨૪૨૪-૨૪૨૫) મુજબ શ્રીઆર્યમહાગિરિસૂરિના શિષ્ય શ્રીધનગુપ્તસૂરિના શિષ્ય શ્રીઆર્યગગસૂરિ વીરસવત્ ૨૨૮મા દ્વિક્રિય દષ્ટિની પ્રરૂપણા કરી પાચમા નિહ્નવ બન્યા જોકે અતમા તેઓ પણ સુધરી ગયા

૪ એઓ શ્રીસ્થૂલભદ્રના હસ્તદીક્ષિત શિષ્ય થાય છે એમને નાનો ગણ શ્રીસ્થૂલભદ્રે આપ્યો એ હકીકત નિસીહસુત્તની ચુણ્ણિમા છે એમનો જન્મ વી સ ૧૪૫માં, દીક્ષા ૨૪૫માં, યુગપ્રધાન-પદવી ૨૪૫મા અને સ્વર્ગગમન ૨૯૧મા થયાની હકીકત વીર નિર્વાણ સવત્ ઔર જૈન કાલગણના (પૃ ૬૪)મા અપાયેલી છે

શ્રીઆર્યસુહસ્તી સાથે એ વેળા કારણવશાત્ શ્રીઆર્ય મહાગિરિએ ભોજનાદિનો વ્યવહાર બધ કર્યો હતો એમ કપ્પસુત્ત (ઉ ૧)ની ચુણ્ણિ અને નિસીહસુત્ત (ઉ ૫)ની ચુણ્ણિના જે પાઠો વીર નિર્વાણ સવત્ ઔર જૈન કાલગણના (પૃ ૮૫)મા અપાયા છે તે ઉપરથી જાણી શકાય છે મુનિ શ્રીકલ્યાણવિજય એના ૮૯મા પૃષ્ઠના ટિપ્પણમાં સૂચવે છે કે શ્રીઆર્યમહાગિરિએ અશોકના પૌત્ર સમ્પ્રતિનુ રાજ્ય જોયુ જ નથી તેમ અસાભોગિક રચના તો સમ્પ્રતિના રાજ્યકાળ સાથ સબંધ ધરાવે

સુહસ્તી એ બે [1]આચાર્યોના જીવનકાલ દરમ્યાન પડી હતી, પરંતુ એ બાબતે સમયે શ્રુતને કંઇ આંચ આવી હોય એમ જણાતું નથી. એ દુકાળી બાદ [2]શ્રીવજ્રસ્વામીના સમયમાં પાછી બાર દુકાળી પડી. એ સમયે શ્રીવજ્રસ્વામીએ વિદ્યા દ્વારા આહાર મેળવ્યાનો ઉલ્લેખ જોવાય છે,[3] પણ શ્રુતને કંઇ નુકસાન પહોંચ્યાનો ઉલ્લેખ હોય એમ જણાતું નથી.[4] અત્ર એ વાત નોંધી લઇએ કે શ્રીવજ્રસ્વામી છેલ્લા દશપૂર્વધર ગણાય છે.[5] વળી એમની પાસે શ્રીતોસલિપુત્ર આચાર્યના શિષ્ય [6]શ્રીઆર્યરક્ષિતસૂરિએ

---

છે (પૃ ૯૬). જો એ હકીકત વાસ્તવિક હોય તો વૈરાગ્યરસમંજરીના મારા સ્પષ્ટીકરણ (પૃ. ૧૬૪-૧૬૫)માં ઉચિત ફેરફાર કરવો ઘટે.

શ્રીઆર્યસુહસ્તીએ 'નલિનીગલ્મ' વિમાનના અભિલાષી અવન્તીસુકુમાલને દીક્ષા આપી હતી.

૧ આ આચાર્યોના નામમાં જે 'આર્ય' પદ જોવાય છે તેનું કારણ પરિશિષ્ટપર્વ (સ. ૧૦, શ્લો. ૩૭)માં એમ સૂચવાયું છે કે બાળપણથી જ એ બંનેનું શ્રીયક્ષા આર્યાએ માતાની જેમ પાલન કર્યું હતું.

૨ એમનું ચરિત્ર આવસ્સયસુત્તની ચુણ્ણિ (ભા. ૧, પત્ર ૩૯૦-૪૦૪)માં, પરિશિષ્ટપર્વ (સ. ૧૦)માં, શ્રીપ્રભાચન્દ્રસૂરિકૃત પ્રભાવકચરિત્રના પ્રથમ પ્રબન્ધમાં તેમ જ શ્રીહરિભદ્રસૂરિકૃત દંસણસુદ્ધિ યાને સમ્યક્ત્વસપ્તતિના શ્રીસંઘતિલકસૂરિકૃત વિવરણ (પત્ર ૧૦૯ આ-૧૧૬ આ )માં અપાયેલું છે. માતા સુનંદા, પિતા ધનગિરિ, વિ સં. ૨૬માં જન્મ, બાળપણમાં જાતિસ્મરણજ્ઞાન, વિ. સં ૩૪માં દીક્ષા, દીક્ષાગુરુ શ્રીઆર્યસિંહગિરિ, શ્રીભદ્રગુપ્તસૂરિ પાસે દસ પૂર્વોનું અધ્યયન, વિ સં. ૭૮માં યુગપ્રધાનપદવી અને વિ સં. ૧૧૪માં સ્વર્ગવાસ તેમ જ શ્રીવજ્રસેન નામે શિષ્ય એ એમના જીવનની તદ્દન આછી રૂપરેખા છે.

શ્રીમેરુતુંગસૂરિકૃત વિચારશ્રેણિ અનુસાર પણ શ્રીવજ્રસ્વામી વિક્રમસંવત્ ૧૧૪માં એટલે વીરસંવત્ ૫૮૪માં સ્વર્ગવાસી થયા.

૩ "इतो य वइरस्वामी दक्खिणावहे विहरति, दुब्भिक्खं च जायं बारसवरिसगं, सव्वतो समंता छिन्नपंथा, निराधारं जातं। ताहे वइरस्वामी विज्जाए आहडं पिंडं तद्दिवसं आणेति।"

–આવસ્સયસુત્તની ચુણ્ણિ (ભા. ૧, પત્ર ૪૦૪)

૪ શ્રુતનો નાશ થયો જણાતો નથી, બાકી "શ્રુતની પઠનપાઠનપ્રવૃત્તિ મંદ થઇ રહી હતી" એમ મુનિ શ્રીકલ્યાણવિજયે પ્રભાવકચરિત્રના ભાષાન્તરના પ્રબન્ધપર્યાલોચન (પૃ. ૧૬)માં સૂચવ્યું છે. આના ૧૭મા પૃષ્ઠમાં શ્રીવજ્રસ્વામીએ એમના સમયમાં પડેલા બીજા દુર્ભિક્ષની શરૂઆતમાં અનશન કરી દેહત્યાગ કર્યાનો ઉલ્લેખ છે

૫ સુબોધિકામાં થેરાવલીના વિવરણ (પત્ર ૧૬૯ આ)માં નીચે મુજબનાં પદ્ય અપાયેલાં છેઃ–

" महागिरिः १ सुहस्ती च २ सूरिः श्रीगुणसुन्दरः ३।
श्यामार्यः ४ स्कन्दिलाचार्यो ५ रेवतीमित्रसूरिराट् ६ ॥
श्रीधर्मो ७ भद्रगुप्तश्च ८ श्रीगुप्तो ९ वज्रसूरिराट् १०।
युगप्रधानप्रवरा दशैते दशपूर्विणः॥"

૬ માતા રુદ્રસોમા, પિતા સોમદેવ, શ્રીઆર્યરક્ષિતની ૨૨મે વર્ષે દીક્ષા (આને શ્રીવીરના શાસનમાં પહેલી નિષ્ફેટિકા તરીકે ઓળખાવાઇ છે), પૂર્વશ્રુતના અભ્યાસ માટે એમનું પ્રસ્થાન, ઉજ્જયિનીમાં સ્થવિર શ્રીભદ્રગુપ્તનો મેળાપ અને તેમની એમણે કરાવેલી નિર્યામણા, શ્રીવજ્રસ્વામી

[1]લગભગ સાડાનવ પૂર્વનો અભ્યાસ કર્યો હતો

આગળ ઉપર [2]શ્રીસ્કન્દિલ અને શ્રીનાગાર્જુન આચાર્યો થયા તેમના સમયમાં પાછો બાર દુકાળી પડી એ સમયે ભિક્ષા મળવી મુશ્કેલ થઈ પડવાથી મુનિઓ શ્રુતનું ગ્રહણ, ગુણન અને ચિંતન (અનુપ્રેક્ષા) કરી ન શક્યા અને એથી અનૌકિક શ્રુતનો વિનાશ થયો પરાવર્તન ન કરી શકાયું તેથી અંગોપાંગગત શ્રુત પણ ભાવથી નાશ પામ્યું બાર વર્ષ બાદ દુકાળ મટી સુકાળ થતાં **મથુરા** નગરી કે જેની આસપાસનો પ્રદેશ 'શૌરસેન' ગણાય છે એ નગરીમાં શ્રીસ્કન્દિલ આચાર્યના પ્રમુખપદે શ્રમણસંઘ એકઠો મળ્યો—મુનિસંમેલન થયું એ સમયે જેમને જે યાદ હતું તે તેઓ કહેતા ગયા અને એ રીતે [3]કાલિક શ્રુત

---

પાસે એમનું ગમન અને ત્યાં એમણે કરેલો પૂર્વશ્રુતનો અભ્યાસ ઇત્યાદિ હકીકત **આવસ્સયસુત્તની** નિજ્જુત્તિ (ગા ૭૭૪)ની ચુણ્ણિ (ભા ૧ પત્ર ૩૯૭-૪૧૫)માં અપાયેલી છે માથુરીવાચનાનુસાર આ નિજ્જુત્તિ અને ચુણ્ણિ પ્રમાણે એઓ વીરસંવત્ ૫૯૭માં સ્વર્ગે સંચર્યા જુઓ **વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના** (પૃ ૧૩૪)

વાલ્લભી યુગપ્રધાનપટ્ટાવલી પ્રમાણે ૨૨ વર્ષ ગૃહસ્થાવાસમાં, ૪૪ શ્રામણ્યમાં અને ૧૩ વર્ષ યુગપ્રધાનપર્યાયના છે એમનો જન્મ વિ સં ૫૨માં દીક્ષા વિ સં ૭૪માં યુગપ્રધાનપદ વિ સં ૧૧૪માં અને સ્વર્ગવાસ વિ સં ૧૨૭માં થયાં હતાં

**વવહારસુત્ત** (ઉ ૮)ની ચુણ્ણિ પ્રમાણે વર્ષાઋતુમાં ચાર માસ માટે પાત્ર ઉપરાંત માત્રક રાખવાની શ્રીઆર્યરક્ષિતસૂરિએ આજ્ઞા આપી હતી એમને ચાર મુખ્ય શિષ્યો હતા ઘૃતપુષ્પમિત્ર, વસ્ત્રપુષ્પમિત્ર, દુર્બલિકાપુષ્પમિત્ર, અને ગોષ્ઠામાહિલ એ પૈકી શ્રીગોષ્ઠામાહિલ વીરસંવત્ ૫૮૪માં અબદ્ધિક દૃષ્ટિની પ્રરૂપણા કરી સાતમા નિહ્નવ થયા જુઓ **આવસ્સયમૂલભાસ** (ગા ૧૪૧-૧૪૨) અથવા **વિસેસાવસ્સયભાસ** (ગા ૨૫૦૯-૨૫૧૦)

**વિચારશ્રેણિ** મુજબ **વજ્રસ્વામી** પછી ૧૩ વર્ષ સુધી શ્રીઆર્યરક્ષિત યુગપ્રધાન રહ્યા

૧ મલધારી શ્રીહેમચન્દ્રસૂરિએ વિસેસાવસ્સયભાસની ૨૫૦૯મી ગાથાની ટીકા (પત્ર ૧૦૦૩)માં નવ પૂર્વ અને ચોવીસ યવિકનો ઉલ્લેખ કર્યો છે, જ્યારે પ્રભાવકચરિત્રગત શ્રીઆર્યરક્ષિતપ્રબન્ધ (શ્લો ૮૧-૮૪)માં સાડાનવ પૂર્વના ઉલ્લેખપૂર્વક એ ઉલ્લેખ છે વળી એમાં આપેલા આર્યનન્દિલ (? આર્યાનન્દિલ)ના પ્રબંધમાં એ આર્યનન્દિલને શ્રીઆર્યરક્ષિતસૂરિના વંશજ અને સાડાનવ પૂર્વના ધારક દર્શાવાયા છે અને એમનો સત્તાસમય "પ્રબન્ધપર્યાલોચન" (પૃ ૨૨) પ્રમાણે વીરસંવત્ ૫૯૭ પછીનો છે

૨ નંદીસુત્તની થેરાવલીમાં બ્રહ્મદ્વીપ સિંહ વાચકનો ઉલ્લેખ છે એમના, સ્કન્દિલ આચાર્ય શિષ્ય હોવાનું શ્રીમલયગિરિસૂરિએ નંદીસુત્તની વૃત્તિ (પત્ર ૫૧ આ)માં સૂચવ્યું છે, પણ પ્રભાવકચરિત્રગત વાદિપ્રબંધ (શ્લો ૫)માં એમને વિદ્યાધર આમ્નાયના અને શ્રીપાદલિપ્તસૂરિના કુળના આલેખ્યા છે, એટલે એઓ શ્રીસિંહ વાચકના શિષ્ય કેમ સંભવે એમ પ્રશ્ન ઉઠાવાય છે એમનો યુગપ્રધાનત્વનો સમય વી સં ૮૨૭ થી ૮૪૦ (વિ સં ૩૫૭-૩૭૦) સુધીનો મનાય છે

૩ ઉત્કાલિક શ્રુતનો અત્ર કેમ ઉલ્લેખ નથી એવો પ્રશ્ન અત્ર ઉઠે તેમ છે એ સંબંધમાં શું એવી સંભાવના થઈ શકે કે કાલિક શ્રુતના વિસ્મરણ માટે જેટલો અવકાશ છે તેટલો અવકાશ ઉત્કાલિક શ્રુત માટે નથી, કેમકે એનો અધ્યયનકાલ કાલિક શ્રુતના અધ્યયનકાલ કરતાં અમુક અંશે વિશેષ અનુકૂળ હોય એમ લાગે છે કે એનો ઉત્તર એ છે કે વિઆહપણ્ણત્તિ (સૂ ૧૭૭)ની ટીકામાં શ્રીઅભયદેવસૂરિએ કાલિક શ્રુતનો અર્થ ૧૧ અંગ કર્યો છે તેનો અર્થ અહીં કરવાનો છે ?

અને થોડુંક પૂર્વગત સંઘટિત કરાયું. આ સંઘટના મથુરામાં થવાથી એ વાચનાને 'માથુરી વાચના' કહે છે.

શ્રીમલયગિરિસૂરિએ નંદીસુત્ત (ગા. ૩૩)ની વૃત્તિ (પત્ર ૫૧ આ)માં આ પ્રમાણે સૂચવ્યા બાદ એ મતાન્તરની નોંધ લીધી છે કે દુર્ભિક્ષને લઈને જરા પણ શ્રુતનો નાશ થયો ન હતો, પરંતુ શ્રીસ્કન્દિલ આચાર્ય સિવાયના તમામ મુખ્ય અનુયોગધરનું મૃત્યુ થવાથી દુર્ભિક્ષ મટતાં શ્રીસ્કન્દિલ આચાર્યે મથુરામાં અનુયોગ કર્યો અને એથી એ વાચનાનું નામ 'માથુરી વાચના' પડ્યું અને એ અનુયોગ સ્કન્દિલ સંબંધી ગણાયો.

આ પ્રમાણે શ્રુતની વ્યવસ્થા કરવાનું ગમે તે કારણ હો, પરંતુ તે સમયે એને લિખિત સ્વરૂપ અપાતું ગયું હોય એમ યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૨૦૭) ઉપરથી કલ્પના થાય છે.[1] આગમ અને એના અનુયોગ લખીને વ્યવસ્થિત કરાયા બાદ શ્રીસ્કન્દિલ આચાર્યે એ અનુસાર સાધુઓને વાચના આપી એથી એ 'સ્કાન્દિલી વાચના' કહેવાય છે.

જે વખતે મથુરામાં શ્રીસ્કન્દિલ આચાર્યે આગમોનો ઉદ્ધાર કરી એની વાચના આપી લગભગ તે સમયે વલ્લભી નગરીમાં શ્રીનાગાર્જુને શ્રમણસંઘ એકઠો કર્યો અને શ્રુતના વિચ્છેદને રોકવા માટે આગમોનો–સિદ્ધાંતનો ઉદ્ધાર કર્યો. જે પ્રમાણે જે યાદ હતું તેમ તે સ્થાપન કરાયું, અને જે ભૂલી જવાયું હતું તે પૂર્વાપર સંબંધ જોઈ વિચારી વ્યવસ્થિત કરાયું.[2] પછી તદનુસાર વાચના અપાઈ. એમાં શ્રીનાગાર્જુન પ્રમુખ હતા. એથી એ 'નાગાર્જુની વાચના' કહેવાય છે.

કાલાંતરે [3]શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ થયા જેમને એક પૂર્વધર ગણવામાં આવે છે. એ આચાર્યના સમયમાં પાછો બાર વર્ષનો દુકાળ પડ્યો હતો અને શ્રુત અસ્તવ્યસ્ત બન્યું હતું તેમ જ અનેક બહુશ્રુતો પંચત્વ પામ્યા હતા. તેથી શ્રુતની ભક્તિથી પ્રેરાઈને ભાવિ પ્રજાના ઉપકારાર્થે વીરસંવત્ ૯૮૦માં કે મતાંતર પ્રમાણે ૯૯૩માં શ્રીસંઘના આગ્રહને માન આપી તેમણે તે કાળે બચેલા મુનિઓને વલ્લભી બોલાવી તેમના મુખેથી અવશેષ રહેલા ઓછાવધતા ત્રુટિત અને અત્રુટિત આગમોના આલાપકોને અનુક્રમે પોતાની બુદ્ધિ વડે

---

૧ પ્રસ્તુત ઉલ્લેખ નીચે મુજબ છે:—

"जिनवचनं च दुष्षमाकालवशादुच्छिन्नप्रायमिति मत्वा भगवद्भिर्नागार्जुन-स्कन्दिलाचार्य-प्रभृतिभिः पुस्तकेषु न्यस्तम्।"

૨ જુઓ શ્રીભદ્રેશ્વરસૂરિકૃત કહાવલી (કથાવલી)નો "વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના (પૃ. ૧૧૦–૧૧૧)ગત ઉલ્લેખ. લગભગ આ આશયને મળતો ઉલ્લેખ નંદીસુત્તની ચુણ્ણિમાં પણ જોવાય છે. એ આગળ ઉપર આ પ્રકરણ (પૃ. ૪૭)માં અપાયો છે.

૩ શ્રીમલયગિરિસૂરિ નંદીસુત્તની વૃત્તિ (પત્ર ૫૪ આ)માં એમને દૂષ્યગણિના શિષ્ય દેવવાચક તરીકે ઓળખાવે છે, પરંતુ મુનિ શ્રીકલ્યાણવિજય એ વાતને ભ્રાન્ત ગણે છે અને તેઓ એમને સાંડિલ્યના શિષ્ય ગણે છે. જુઓ વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના (પૃ. ૧૨૬)

સંકલિત કરી પુસ્તકારૂઢ કર્યાં અને એ રીતે તેઓ બધા આગમોના કર્તા બન્યા.[1]

શ્રીદ્રોણ આચાર્યે ઓઘનિજ્જુત્તિની વિવૃત્તિ (પત્ર ૩ અ)માં કહ્યું છે કે આ અવસર્પિણીમાં ચૌદપૂર્વધર પછી ૧૩, ૧૨ કે ૧૧ પૂર્વોના કોઈ ધારક થયા નથી, પરંતુ દશપૂર્વધર જ થયા છે.[2] સેનપ્રશ્ન (પત્ર ૧૦૪ આ)માં[3] કહ્યું છે કે જેમ ચૌદપૂર્વધર, દશપૂર્વધર અને નવપૂર્વધર થયા છે તેમ એકથી માંડીને આઠ સુધીના પૂર્વોના ધારક પણ સંભવે છે,[4] કેમકે જીતકલ્પસૂત્રની વૃત્તિ વગેરેમાં આચારપ્રકલ્પ (આયારપકપ્પ)થી માંડીને આઠ પૂર્વ સુધીના ધારકને શ્રુત-વ્યવહારી તરીકે ઓળખાવ્યા છે.

---

૧ આના સમર્થનાર્થે શ્રીસમયસુન્દર ઉપાધ્યાયે સામાચારીશતકમાં જે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે તે આપણે વિચારીશું —

"શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણેન શ્રીવીરાદશીત્યધિકનવશત(૯૮૦)વર્ષે જાતેન દ્વાદશવર્षीयदुर्भिक्षवशाद् बहुतरसाधुव्यापत्तौ बहुश्रुतविच्छित्तौ च जातायां भविष्यद्भव्यलोकोपकाराय श्रुतभक्तये च श्रीसङ्घाग्रहाद् मृतावशिष्टतदाकालीनसर्वसाधून् वलभ्यामाकार्य तन्मुखाद् विच्छिन्नावशिष्टान् न्यूनाधिकान् त्रुटितात्रुटितानागमालापकाननुक्रमेण स्वमत्या सङ्कलय्य पुस्तकारूढा कृता । ततो मूलतो गणधरभाषितानामपि तत्सङ्कलनानन्तरं सर्वेषामपि आगमानां कर्ता श्रीदेवर्द्धिगणिक्षमाश्रमण एव जातः ।'

આ સંબંધમાં શ્રીસિદ્ધચક્ર (વ ૯, અ ૨૧-૨૨, પૃ ૪૮૮-૪૮૯) જોવા ભલામણ છે એમાંથી પ્રસ્તુત ભાગ આગળ ઉપર આ પ્રકરણમાં અપાયો છે

૨ "अथ भेदेन क्रियते एव तर्हि त्रयोदशपूर्वधरादीन् एकैकपूर्वहान्या तावत् कर्तव्यो यावत् पूर्वैकदेशधराणामिति, एतदाशङ्क्याह, कथम्? यतो दशपूर्वधरा अपि शासनस्योपकारका उपाङ्गादीनां सङ्ग्रहण्युपरचनेन हेतुना, अथवाऽस्यामवसर्पिण्यां चतुर्दशपूर्व्यनन्तरं दशपूर्वधरा एव सञ्जाता, न त्रयोदशपूर्वधरा द्वादशपूर्वधरा एकादशपूर्वधरा वा इत्यस्यार्थस्य प्रतिपादनार्थं चतुर्दशपूर्वधरानन्तरं दशपूर्विनमस्कारोऽभिहितः ॥"

૩ "यथा चतुर्दशपूर्वधरा दशपूर्वधरा नवपूर्वधरा वा दृश्यन्ते तथा द्विपूर्वधरा-चतुष्पूर्वधरा-पञ्चपूर्वधरा वा भवन्ति न वेति प्रश्नः, अत्रोत्तरम्—जीतकल्पसूत्रवृत्त्यादौ आचारप्रकल्पादष्टपूर्वीं यावत् तस्य श्रुतव्यवहारस्य उक्तत्वात् एकद्व्यादिपूर्वधरा अपि भवन्तीति ज्ञेयम्।"

૪ એકથી માંડીને આઠ સુધીનાં પૂર્વોના અંતિમ ધારકોનાં નામ કોઈ પ્રાચીન ગ્રંથમાં નોંધાયેલાં જણાતાં નથી, પરંતુ તેઓ વીરસંવત્ ૫૮૪ થી વીરસંવત્ ૧૦૪૦ના ગાળામાં થયા હોય એમ લાગે છે વિશેષમાં બધી નહિ તો કેટલીક ચૂર્ણિઓના રચનારા પૂર્વધર હતા એમ આપણે સિદ્ધચક્ર (વ ૮, અ ૧૨ પૃ ૨૮૪)ની નીચે મુજબની પંક્તિ ઉપરથી જોઈ શકીએ છીએ —

"વળી આગમો ઉપરાંતની પૂર્વધર આચાર્ય મહારાજાઓએ ચૂર્ણિઓ રચી છે'

નિસીહભાસ (નિશીથભાષ્ય)ની ચુણ્ણિના રચનારાના ગુરુ શ્રીપ્રદ્યુમ્ન ક્ષમાશ્રમણ પૂર્વધર છે એમ શ્રીઆનંદસાગરસૂરિએ શ્રીસિદ્ધચક્ર (વ ૯ અ ૨૧-૨૨, પૃ ૪૦૫)માં નીચે મુજબની પંક્તિ દ્વારા સૂચવ્યું છે —

'પ્રદ્યુમ્ન ક્ષમાશ્રમણ જે શ્રીનિશીથચૂર્ણિકારના ગુરુ છે અને ક્ષમાશ્રમણ હોવાથી પૂર્વધર પણ છે"

વિઆહપણ્ણત્તિ (શ. ૨૦, ઉ. ૮; સૂ. ૬૭૮)માં[1] કહ્યું છે કે શ્રીમહાવીરસ્વામીના નિર્વાણ પછી એક હજાર વર્ષે પુવ્વગયનો ઉચ્છેદ થયો અને પૂરેપૂરા એક પૂર્વનું સંપૂર્ણ જ્ઞાન કોઇને રહ્યું નહિ

અહીં પુવ્વગયથી શું સમજવું તે સંબંધમાં શ્રીઅભયદેવસૂરિકૃત ટીકામાં કંઇ ઉલ્લેખ નથી. 'પુવ્વગય'થી સામાન્ય રીતે દિટ્ઠિવાયનો એક ભાગ કે જે ચૌદ પૂર્વોના સમુદાયરૂપ છે તે સમજાય છે, પરંતુ ઠાણ (સ્થા. ૧૦, [2]સૂ. ૭૪૨)મા દિટ્ઠિવાયનાં જે દસ નામો અપાયેલાં છે તેમાંનું એક નામ તે પુવ્વગય છે. એની ટીકા (પત્ર ૪૯૧ આ)મા શ્રીઅભયદેવસૂરિ એ નામની ઉપપત્તિ સૂચવતાં કહે છે કે અત્ર અવયવમાં સમુદાયનો ઉપચાર સમજી લેવો.[3] આ ઉપરથી આપણે અહીં પુવ્વગયથી દિટ્ઠિવાય પણ સમજી લઇએ તો કંઇ ખાસ વાંધા જેવું જણાતું નથી.

શ્રીઆનંદસાગરસૂરિનું એમ માનવું છે કે શ્રીહરિભદ્રસૂરિના સમયમાં પૂર્વરૂપ સૂર્યનો અસ્ત થયેલો હતો, કિન્તુ એનો થોડોક પ્રકાશ રહી ગયો હતો. આમ માનવા માટે તેઓ પંચાસગ (પંચાશક)ની શ્રીઅભયદેવસૂરિકૃત ટીકા (પત્ર ૧ અ)ની નિમ્નલિખિત પંક્તિનો આધાર લે છે:—[4]

"कतिपयप्रवचनार्थतारतारकविशेषानुपदिदर्शयिषुः"

આ ઉપરથી પુવ્વગયનું જ્ઞાન ધીરે ધીરે કેવી રીતે જતું રહેતું ગયું તે જોઇ શકાય છે, પરંતુ આ પ્રમાણે એનો હ્રાસ થયો તે અટકાવવા માટે જે ચાર વિશિષ્ટ પ્રયત્નો સંઘ-સંમેલન દ્વારા થયા છે તેનો વિશેષ વિચાર કરવો બાકી રહે છે એટલે હવે એનો વિચાર કરીશું.

---

શ્રીજૈન સત્ય પ્રકાશ (વ. ૧, અં. ૧, પૃ. ૧૫)માં મુનિ શ્રીદર્શનવિજય 'દિગંબર શાસ્ત્ર કૈસે બને' એ લેખમાં કહે છે:

"श्रीआर्यरक्षितजी, श्रीनन्दीलक्ष्मण, श्रीनागहस्ति, श्रीरेवतिनक्षत्र, श्रीसिंहसूरिजी साढे नौ और उससे अल्प अल्प पूर्वके ज्ञानवाले थे।...श्रीस्कंदिलाचार्य, श्रीहिमवंतक्षमाश्रमण, श्रीनागार्जुनसूरि ये सभी समकालीन पूर्ववित् थे...श्रीगोविन्दवाचक, श्रीसंयमविष्णु, श्रीभूतदिन्न, श्रीलोहित्यसूरि, श्रीदुष्यगणि और श्रीदेववाचकजी ११ अंग और १ पूर्व से अधिक ज्ञानके धारक थे।"

१ "जंबुद्दीवे २ दीवे भारहे वासे इमीसे उसप्पिणीए देवाणुप्पियाणं एगं वाससहस्सं पुव्वगए अणुसज्जिस्सइ"

२ "दिट्ठिवायस्स णं दस नामधेज्जा पं. तं.—दिट्ठिवातेति वा हेउवातेति वा भूयवातेति वा तच्चावातेति वा सम्मावातेति वा धम्मावातेति वा भासाविजतेति वा पुव्वगतेति वा अणुजोगगतेति वा सव्वपाणभूतजीवसत्तसुहावहेति वा"

३ "एतौ च पूर्वगता-ऽनुयोगगतौ दृष्टिवादांशावपि दृष्टिवादतयोक्तौ अवयवे समुदायोपचारादिति।"

૪ જુઓ યોગદષ્ટિસમુચ્ચયનો એમણે લખેલો સંસ્કૃત ઉપોદ્ઘાત (પૃ. ૬).

'સંઘસમેલન' કહો, 'સંઘસમવાય' કહો કે 'સંઘનો મેળાવડો' કહો તે એક જ છે એવા ચાર વિશિષ્ટ સંઘસમેલનો શ્રીમહાવીરસ્વામીના નિર્વાણ પછી ૯૮૦ કે મતાંતર[1] પ્રમાણે ૯૯૩ વર્ષ દરમ્યાન થયા છે પહેલા ત્રણ સંઘસમેલનમા જૈન આગમોના વાચન અને અનુસંધાન નિમિત્તરૂપ હતા, જ્યારે ચોથામાં એ આગમોનુ પુસ્તકારોહણ–લેખન નિમિત્તરૂપ હતુ પહેલુ સંઘસમેલન ચૌદપૂર્વધર શ્રીભદ્રબાહુસ્વામીના જીવન દરમ્યાન વીરસંવત ૧૬૦ના અરસામા પાટલિપુત્રમા થયુ હતુ એ સમયે થયેલી જૈન આગમોની વાચનાને 'પાટલિપુત્રી વાચના' કહેવામા આવે છે

બીજા અને ત્રીજા સંઘસમેલન વીરસંવત્ ૮૨૭ થી ૮૪૦ના ગાળામા થયા હતા એમાનુ એક આર્ય સ્કન્દિલના આધિપત્ય હેઠળ મથુરામા થયુ હતુ અને બીજુ પ્રાય એ જ સમયે આર્ય નાગાર્જુનના આધિપત્ય હેઠળ વલ્લભીમા થયુ હતુ આ બને વખતે સમકાળે થયેલી આગમની વાચનાને અનુક્રમે [2]માથુરી યાને સ્કન્દિલ અને વલ્લભી યાને નાગાર્જુની તરીકે ઓળખાવાય છે[3]

વખત જતા શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના પ્રમુખપણા હેઠળ વીરસંવત [4]૯૮૦મા અને

---

૧ આ મતાંતર છે તે વીરનિર્વાણસંવત્ની ગણનાની ભિન્નતાને આભારી છે એટલે કે પુસ્તકારોહણના સમયમાં એ સમયમા થયેલા કેટલાક મુનિઓ શ્રીવીરનુ નિર્વાણ ૯૮૦ વર્ષ પૂર્વે થયાનુ એ સમયે કહેતા હતા તો કેટલાક એ નિર્વાણ ૯૯૩ વર્ષ પૂર્વે થયનુ કહેતા હતા

૨ માથુરી વાચનાની ઉત્પત્તિ પરત્વે એ મતો નંદીસુત્તચુણ્ણિના આઠમા પત્રમાં નીચે મુજબ નોંધાયેલા છે —

"बारसवच्छरीए महंते दुब्भिक्खकाले भिक्खट्ठा अण्णतो हिंडियाणं गहण गुणण ऽणुपेहाऽभावतो सुते (?) विप्पणट्ठे पुणो सुभिक्खकाले मधुराए महंते साधुसमुदाए खंदिलायरियप्प-मुहसंघेण जो ज संभरइ त्ति एवं संघडितं। जम्हा य एतं मधुराए कतं तम्हा माधुरा वायणा भण्णति। अण्णे भणति–जहा सुत्तं णो ण, तम्मि दुब्भिक्खकाले, जे अण्णे पहाणा अणुयोगधरा ते विणट्ठा, एगे खंदिलायरिए संधरे, तेण मधुराए अणुयोगो पुन साधूण पवत्तिओ त्ति सा माहुरा वायणा भण्णति।"

૩ આ સબંધમા કહાવલીની હસ્તલિખિત પ્રતિમા નીચે મુજબ ઉલ્લેખ છે —

"अत्थि महुराउरीए सुयसमिद्धो खंदिलो नाम सूरी, तहा वलहिनयरीए नागज्जुणो नाम सूरी। तेहि य जाए बारसवरिसिए दुक्काले निव्वउभावओ विहुडि (?) काऊण पेसिया दिसोदिसिं साहवो। गमिउं च कहवि दुत्थं, ते पुणो मिलिया सुगाले। जाव सज्झायंति ताव खंडुखुडीहूयं पुव्वाहीयं। तओ मा सुयवोच्छित्ती होउ त्ति पारद्धो सूरीहिं सिद्धंतुद्धारो। तत्थ वि जं न वीसरियं तं तहेव संठवियं। ... पुव्वावरघडन्तसुत्तत्थाणुसारओ कया संघडणा।"

૪ સરખાવો સુબોધિકા (પત્ર ૧૨૬ અ)મા અવતરણરૂપે આપેલુ નીચે મુજબનુ પદ્ય —

"वलहिपुरम्मि नयरे देवड्ढिपमुहसयलसंघेहिं।
पुत्थे आगमलिहिओ नवसयअसिआओ वीराओ॥"

મતાંતર પ્રમાણે [1]૯૯૩માં વલ્લભીમાં બીજું સંઘસંમેલન થયું અને તે વખતે આગમો પુસ્તકારૂઢ કરાયા, જોકે તે પૂર્વે પણ આગમો લિપિબદ્ધ થયેલા હોવાના પુરાવા મળે છે, પરંતુ એને આ પુસ્તકારોહણ જેટલું મહત્ત્વ નહિ અપાયાનું કારણ એમ જણાય છે કે આ પુસ્તકારોહણ જેટલું સર્વમાન્ય અને સંપૂર્ણ તેમ જ **માથુરી (સ્કાન્દિલી)** અને **વલ્લભી (નાગાર્જુની)** વાચનાના સમગ્ર પાઠભેદોની યોગ્ય વ્યવસ્થા કરનારું બન્યું તેવું પૂર્વે નહિ થયેલું હોવું જોઈએ.

આ પુસ્તકારોહણને અંગે હાલ તુરત તો આપણે નીચેની બાબતો નોંધી લઈશું:—

(૧) આ પુસ્તકારોહણના પ્રસંગે, એની પૂર્વે જે **માથુરી** અને **વલ્લભી** વાચનાઓ થઈ તે સમયે જે શાસ્ત્રો લખાવી લેવાયાં હતાં તે ઉપરાંત જે જે જૈન ગ્રંથ, પ્રકરણ વગેરે તે વખતે મોજુદ હતાં તે પણ લખાવી લેવાયા.[2]

(૨) **માથુરી** અને **વલ્લભી** વાચનાઓનો બન્યો ત્યાં સુધી સમન્વય કરાયો—બન્યું ત્યાં સુધી એ બે વચ્ચેનો ભેદભાવ મટાડી તેને એકરૂપ અપાયું અને જ્યાં તેમ થઈ શક્યું નહિ ત્યાં મહત્ત્વપૂર્ણ ભેદોને પાઠાંતરરૂપે સ્થાન અપાયું. આ પ્રમાણેની વ્યવસ્થા કરાયા બાદ **માથુરી** વાચના મુજબ સર્વ સિદ્ધાન્ત લખાવાયા અને **વલ્લભી** વાચનાના મતભેદને કે પાઠભેદને ચૂર્ણિ વગેરેમાં સ્થાન અપાયું, પરંતુ જ્યાં શ્રી**નાગાર્જુન**ના અનુયાયીઓ તેમ થતાં અસંતુષ્ટ રહેવાનું કારણ જણાયું ત્યાં "वायणंतरे पुण"[3] એવા ઉલ્લેખપૂર્વક તેને મૂળ ગ્રંથોમાં સ્થાન અપાયું.[4]

---

૧ શ્રીમુનિસુંદરસૂરિએ પોતે રચેલા સ્તોત્રરત્નકોશમાં કહ્યું છે કેઃ—

"वीरात् त्रिनन्दाङ्कशरद्यचीकरत्, त्वच्चैत्यपूते ध्रुवसेननृपतिः॥
यस्मिन् महैः संसदि कल्पवाचनामाद्यां तदानन्दपुरं न कः स्तुते?॥"

(સુબોધિકાના ૧૨૬ આ પત્રમાંથી ઉદ્ધૃત)

પજ્જુસણાકપ્પની મુદ્રિત આવૃત્તિ (પત્ર ૬૭ અ-આ)માં ૧૪૮મા સૂત્રમાં કહ્યું છે કેઃ-

"समणस्स भगवओ महावीरस्स जाव सव्वदुक्खप्पहीणस्स नव वाससयाइं विइक्कंताइं, दसमस्स य वाससयस्स अयं असीइमे संवच्छरे काले गच्छइ, वायणंतरे पुण अयं तेणउए संवच्छरे काले गच्छइ इइ दीसइ"

૨ જુઓ વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના (પૃ. ૧૧૨)

૩ આનો એક ઉલ્લેખ પજ્જુસણાકપ્પમાં જોવાય છે. જુઓ આ પૃષ્ઠ ઉપરનું પહેલું ટિપ્પણ.

૪ જુઓ વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના (પૃ. ૧૧૨-૧૧૬) અને તેમાં ખાસ કરીને કહાવલીનો ૧૧૨માં પૃષ્ઠમાં અપાયેલો ઉલ્લેખ—

"परोप्परमसंपण्णमेलावा य तस्समयाओ खंदिलनागज्जुणायरिया कालं काउं देवलोगं गया। तेण तुल्लयाए वि तदुद्धरियसिद्धंताणं जो संजाओ कथइ (कहमवि) वायणाभेओ सो य न चालिओ पच्छिमेहिं। तओ विवरणकारेहिं वि नागज्जुणीया उण एवं पढंति त्ति समुल्लिंगिया तहेव वायणाइसु।"

અહીં વિવરણકારોએ 'નાગાર્જુનીયા' એમ કહે છે એમ જે કહ્યું છે તે હકીકત આચારની શ્રીશીલાંકસૂરિકૃત ટીકામાં નીચે મુજબ જોવાય છે.—

(૩) અભ્યાસ કરવામા સુગમતા રહે એવી રીતે સૂખવાબદ્ધ આગમો લખાવાયા

(૪) સૂત્રોમા ઘણી વાર જે એકના એક આલાપક (આલાવા) આવતા હતા તે વારવાર લખવામા ઘણો સમય લાગે તેમ હોવાથી અગોમા પણ કેટલીક વાર ઉપાગો પણ જોવાની ભલામણ કરાઇ દાખલા તરીકે વિઆહપણ્ણત્તિમા ઓવવાઇયસુત્ત, જીવાજીવાભિગમ સુત્ત, પણ્ણવણા અને સિદ્ધગડિયાની ભલામણ જોવાય છે[1] એવી રીતે સમવાયમા "कप्पस्स समोसरण णेय" એવા ઉલ્લેખપૂર્વક કપ્પસુત્ત (બૃહત્કલ્પસૂત્ર)ના ભાષ્યની ભલામણ કરાયેલી છે, અને વિમાનનો અધિકાર આવતા રાયપ્પસેણીયસુત્ત જોવાની ભલામણ કરાયેલી છે

(૫) સત્પક્ષ અને અસત્પક્ષનો નિર્ણય પહેલાની જેમ શાસનધુરધરોના વચનને અધીન ન રખાતા એ લખેલા પુસ્તકોને અધીન કરાયો

(૬) શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના સમય સુધી બનેલા કેટલાક વિશિષ્ટ વૃત્તાન્તોને આગમોમા સ્થાન અપાયુ, જોકે એ બનાવો તે તે આગમોની રચના પછી બનેલા હતા આ સબધમા મતાતર સભવી શકે છે જુઓ પૃ ૫૧

(૭) આગમોની ભાષા નિયમિત બની—એમા પરિવર્તન માટે અવકાશ ન રહ્યો

આ સબધમા સિદ્ધચક્ર (વ ૪, અ ૧૨, પૃ ૨૮૭)માનો નીચે મુજબનો ઉલ્લેખ વિચારવો ઉચિત થઇ પડશે —

"જોકે સામાન્ય રીતે સર્વ શ્વેતામ્બર સપ્રદાયવાળાઓ આવશ્યકસૂત્રનો નિર્યુક્તિને એકસરખી રીતે માન આપે છે, અને શાસ્ત્રીય વિષયના નિર્ણયનો આધાર ભગવાન્ દેવર્દ્ધિ ગણિક્ષમાશ્રમણજીની પહેલા શાસનધુરધર મહાપુરુષોના વચન કહેવા ઉપર જ રહેતો હતો, અને તેથીજ ગોષ્ઠામાહિલના અધિકારમા દુર્બલિકાપુષ્પમિત્ર સરખા નવ પૂર્વને ધારણ કરનાર અને અગાધ બુદ્ધિવાળા આચાર્યે બદ્ધ અને અબદ્ધ કર્મના અધિકારમા પોતે નિરૂપણ કરેલ સિદ્ધાતની પ્રમાણિકતા માટે અન્યગચ્છીય સ્થવિરોને પૂછવાનુ ઉચિત ગણ્યુ હતુ, અર્થાત્ શાસનધુરધરોના વચનને આધારેજ સત્પક્ષ કે અસત્પક્ષનો નિર્ણય થતો હતો, પણ ભગવાન્ દેવર્દ્ધિ ગણિક્ષમાશ્રમણજીએ તે વખતના મુખ્ય મુખ્ય આચાર્યોને એકઠા કરી સિદ્ધાત કરવાનું કાર્ય એટલે સત્પક્ષ કે અસત્પક્ષપણાના નિર્ણયનું કાર્ય લખેલ પુસ્તકને આધીન કરી સિદ્ધાન્ત

"नागार्जुनीयास्तु पठन्ति–एव खलु०" (પત્ર ૨૪૫), "नागार्जुनीयास्तु पठन्ति–समणा भविस्सामो०" (પત્ર ૨૫૩) "नागार्जुनीयास्तु पठन्ति–जे खलु०" (પત્ર ૨૫૬) અને 'नागार्जुनीयास्तु पठन्ति–पुट्ठो वा०" (પત્ર ૩૦૩)

એવી રીતે એ જ સૂરિએ રચેલી સૂયગડની ટીકામા પણ એ ઉલ્લેખ જોવાય છે —

'अत्रान्तरे नागार्जुनीयास्तु पठन्ति–सो ऊण तय उवट्ठियं०" (પત્ર ૬૪) અને "नागार्जुनीयास्तु पठन्ति–पडिमयह विवाणियाण०" (પત્ર ૬૪ )

[1] જુઓ સ્વ અનુપચદ્ર મહુકચદ્રે રચેલ ચૈત્યવદન ચોવીસી અને પ્રશ્નોત્તરરત્ન-ચિતામણિ (પૃ ૮૯).

पुस्तकीकृतः[1] અર્થાત્ જે સિદ્ધાંત પુસ્તકને આધીન ન હતો તે પુસ્તકને આધીન કર્યો તેથી આગમોને પુસ્તકમાં લખાવ્યાં અને તેથીજ આગમોમાં ભગવાન્ **દેવર્દ્ધિ** ગણિક્ષમાશ્રમણજી પહેલા થએલા નિહ્નવો તથા ગચ્છો, કુલો અને ભગવાનની પાછળ રચાએલા **નંદી, પન્નવણાજી** વિગેરે શાસ્ત્રોની સાક્ષીઓ અંગ સરખા ગણધરકૃત સૂત્રોમાં સંક્ષેપ આદિ કારણને અંગે ધરવામાં આવી જોકે તેમાં પણ પૂર્વે જણાવેલ રીતિએ [2]અભ્યાસક્રમને તો ઓળંગવામાં આવ્યો નથી, અને તેથી જ **આચારાંગ** વિગેરેમાં **સૂગડાંગ** વિગેરેની કે **સૂગડાંગ** વિગેરેમાં **ઠાણાંગ** વિગેરેની ભલામણો जहा, एवं, के जाव વિગેરે શબ્દોથી કરવામાં આવેલી જ નથી, પણ અભ્યાપક્રમમાં આગળ આગળ આવતા ગ્રંથોમાં પાછળ પાછળના ગ્રંથો મૂળ સૂત્રરૂપ હોય, **નંદી** આદિરૂપ હોય કે ઉપાંગાદિ રૂપ હોય તોપણ તેની ભલામણો સંક્ષેપ આદિ કારણને અંગે સ્થાને સ્થાને કરવામાં આવી છે અને તેથીજ **જ્ઞાતાજી, ઉપાસકદશાંગ** વિગેરે અંગો जाव વિગેરે ભલામણોના શબ્દોથી જ ઘણા ભરાએલા છે, એટલે ટુંકાણમાં એમ કહીએ તો ચાલે કે ભગવાન્ જિનેશ્વર મહારાજનું શાસન કેવલી મહારાજે કહેલા તત્ત્વ તરીકે પ્રમાણ ગણાય છતાં સૂત્રનાં પુસ્તકોની અપેક્ષાએ તો ભગવાન્ **દેવર્દ્ધિ** ગણિક્ષમાશ્રમણજીના પ્રયત્નની જ પ્રમાણિકતા ગણી શકાય”

અત્ર **સિદ્ધચક્ર** (વ. ૪, અં. ૯, પૃ. ૨૦૬)ગત નિમ્નલિખિત ઉલ્લેખ પણ રજુ કરવો દુરસ્ત જણાય છેઃ—

“વળી આ **આવશ્યકસૂત્ર** એટલી બધી અભ્યાસની અપેક્ષાએ સ્વતંત્રતા ધારણ કરનારૂ છે કે એમાં एवं, जाव, जहा વિગેરે અતિદેશોને જણાવનાર એક પણ પદ નથી, અર્થાત્ [3]**આવશ્યક** અને **ઉવવાઇજી** વિગેરે અંગ અને ઉપાંગ આદિ સૂત્રોમાં एवं, जाव વિગેરે અતિદેશ કરનારા સૂત્રો હોવાથી જેમ અભ્યાસમાં અન્ય આગમના અભ્યાસથી આશ્રિતપણું રહે છે, તેમ આ **આવશ્યકસૂત્ર**ના અભ્યાસમાં અન્ય સૂત્રોના અભ્યાસનું આશ્રિતપણું નથી.”

**સિદ્ધચક્ર** (વ ૬, અ. ૨૧–૨૨, પૃ. ૪૮૮–૪૮૯)માંથી નીચેની પંક્તિઓ પણ અત્ર આપણે નોંધી લઇશું, જોકે તેમ કરવામાં અમુક અંશે પુનરુક્તિ જેવું જણાવા સંભવ છેઃ—

“ભગવાન્ **દેવર્દ્ધિ** ગણિક્ષમાશ્રમણ પહેલાં પુસ્તકોનો પ્રચાર ન્હોતો કે પુસ્તકો ન્હોતાં એમ કોઇ માનતુંજ નથી. ભગવાન્ આવશ્યકચૂર્ણિકાર સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે ભગવાન્ **મહાવીર** મહારાજના કેવળજ્ઞાન પહેલાં તેમની છદ્મસ્થ અવસ્થામાં પણ જે **કંબલ** અને **શંબલે ગંગા** નદીમાં ડુબવાના ઉપસર્ગથી ભગવાન્નો બચાવ કર્યો હતો તે દેવતા પૂર્વભવમાં **જિનદાસ** નામે શ્રાવક હતો, અને તે દરેક આઠમે અને ચઉદશે પૌષધ ગ્રહણ કરી પુસ્તકને વાચતો હતો...[4]

---

૧ **કપ્પસુત્તભાસ** (બૃહત્કલ્પસૂત્ર)ના ભાષ્યમાં ‘શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે આગમો પુસ્તકારૂઢ કરાવ્યા’ એવો ઉલ્લેખ છે એમ મને સ્ફુરે છે.

૨ આ અભ્યાસક્રમ તે કયો તે જાણવું બાકી રહે છે, જોકે સૌથી પ્રથમ **આવશ્યકસૂત્ર**નો અભ્યાસ કરાય છે એમ આ લેખક મહાશયનું માનવું હોય એમ જણાય છે.

૩ આ સ્ખલના હોય એમ જણાય છે. **આવશ્યક** નહિ પણ **આયાર** હોવું જોઇએ.

૪ આના પછી ‘શાસ્ત્રોની વિદ્યમાનતા ઘણા સમયથી છે’ એવું શીર્ષક છે તે અત્ર છોડી દેવાયું છે.

વળી ભગવાન્ સુધર્મસ્વામિ મહારાજે શ્રીભગવતીસૂત્રની શરૂઆતમાં બ્રાહ્મી લિપીને નમસ્કાર કર્યો કે તે જ જણાવે છે કે પુસ્તકોનો પ્રચાર ભગવાન્ દેવર્દ્ધિ ગણિક્ષમાશ્રમણ કરતાં પહેલાં પણ ઘણો હતો. સ્હેજે સવાલ થશે કે જ્યારે પહેલેથી જ એ પુસ્તકોમાં લખાયેલાં હતાં તો પછી ભગવાન્ દેવર્દ્ધિ ગણિક્ષમાશ્રમણજીએ શું કર્યું? આ સવાલનો ઉત્તર સ્હેલો છે કે શૃંખલાબદ્ધ આગમોનું લખાણ અને પરસ્પર અતિદેશ (ભલામણ)વાળું આગમોનું લખાણ, ભગવાન્ દેવર્દ્ધિ ગણિક્ષમાશ્રમણ વિગેરે શ્રીસંઘે જ કર્યું છે. આ જ કારણથી આચારાંગાદિ અંગો કે જેની રચના સુધર્મસ્વામિ આદિ ગણધરોએ કરેલી છે અને ઉવવાઇ આદિ ઉપાંગો કે જેની રચના શ્રુતસ્થવિરોએ કરેલી છે, છતાં તે ઉપાંગના અતિદેશો (ભલામણો) આચારાંગાદિ અંગોમાં કરવામાં આવ્યા છે.[1]

વળી ભગવાન્ દેવર્દ્ધિ ગણિક્ષમાશ્રમણ સુધી શાસનને અંગે બનેલા બનાવોની કેટલીક નોંધ પણ તે અંગ ઉપાંગમાં દાખલ કરવામાં આવી છે, અને તેને જ લીધે શાસ્ત્રોમાં શ્રીવજ્રસ્વામિ, શ્રીઆર્યરક્ષિતસૂરિજી વિગેરેના વૃત્તાન્તો પણ નામ દાખલ થયા છે. આ બધું શૃંખલાબદ્ધ ગોઠવતાં તે કાલ સુધીમાં થયેલા નિહ્નવો અને કેટલાક આચાર્યોના ઉલ્લેખો જે અંગોપાંગમાં દાખલ થયા છે તે ભગવાન્ દેવર્દ્ધિ ગણિક્ષમાશ્રમણજીએ દાખલ કર્યા છે, અથવા શ્રીનન્દીસૂત્ર અને શ્રીયોગશાસ્ત્રના કથનને અનુસારે શ્રીસ્કંદિલાચાર્યે અનુયોગની વ્યવસ્થા કરી હતી એમ લેખાય છે અને તેથી ગોષ્ઠામાહિલનો અધિકાર સૂત્રમાં લેવાયો અને શિવભૂતિનો ન લેવાયો.

વળી શાસનની સ્થિતિને ભગવાન્ દેવર્દ્ધિ ગણિક્ષમાશ્રમણજી પોતે લખે કે શ્રીસ્કંદિલાચાર્ય ગોઠવે તે સૂત્રોમાં ન જણાવે તો પહેલાના બનાવો પ્રમાણિક ગણવામાં ન આવે એ પણ સ્વાભાવિક છે. આ વિગેરે કારણોથી ભગવાન્ દેવર્દ્ધિ ગણિક્ષમાશ્રમણજીએ જે શૃંખલાબદ્ધ સૂત્રો લખ્યાં અને યથાયોગ્ય સ્થાને અંગ ઉપાંગમાં ભલામણો લખી અને તેની સાથે તે લખવાના કાળ સુધીના શાસનમાં બનેલા ઉપયોગી બનાવો દાખલ કરવામાં આવ્યા."

**બારમા અંગનો સર્વ તીર્થમાં હ્રાસ**—વિઆહપણ્ણત્તિ (શ. ૨૦, ઉ. ૮, સૂ.[2] ૬૭૭)માં સૂચવાયું છે કે શ્રીસુવિધિનાથથી શ્રીશાન્તિનાથ સુધીના આઠ તીર્થંકરો વચ્ચેના સાત આંતરા દરમ્યાન જ કાલિક શ્રુતનો નાશ થયો, નહિ કે બાકીના તીર્થંકરોના આંતરા દરમ્યાન, પરંતુ દિટ્ઠિવાયનો તમામ તીર્થંકરોના આંતરા દરમ્યાન નાશ થયો છે. આ પ્રમાણે શ્રીમહાવીરસ્વામીની પૂર્વેના તીર્થંકરોના તીર્થોમાં બારમા અંગનો ઉચ્છેદ થયો છે, પરંતુ એ પ્રત્યેક તીર્થમાં તેનો હ્રાસ ક્રમે ક્રમે કેવી રીતે થયો તે જાણવાનું કોઈ સાધન હોય એમ જણાતું નથી. શ્રીસુધર્મસ્વામીએ રચેલા દિટ્ઠિવાયનો હ્રાસ તો જરા ઊંડા ઉતરીને વિચારી શકાય એમ લાગે છે.

---

૧ આના પછી "શ્રી દેવર્દ્ધિ ક્ષમાશ્રમણજીનું વચન તીર્થંકરતુલ્ય સમજવું જોઈએ" એવું શીર્ષક છે તે અત્ર જતું કરાયું છે.

૨ "एएसु णं तेवीसाए जिणंतरेसु पुरिमपच्छिमएसु अट्ठसु २ जिणंतरेसु एत्थ णं कालियसुयस्स अवोच्छेदे प० मज्झिमएसु सत्तसु जिणंतरेसु एत्थ णं कालियसुयस्स वोच्छेदे प०, सव्वत्थ वि णं वोच्छिन्ने दिट्ठिवाए।"

**બારમા અંગના વિભાગોનો હ્રાસ**—આપણે ૪૧મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ છેલ્લાં ચાર પૂર્વનો સમકાલે નાશ થયો, જ્યારે બાકીનાંનો એવી રીતે એટલે કે સમકાલે નાશ થયો હોય એમ જણાતું નથી. અમુક પૂર્વમાંથી અમુક પંક્તિ વગેરે ઉદ્ધૃત કરાયેલી છે એવા ઉલ્લેખો મળે છે, તેમ જ પૂર્વોમાં જે જે બીનાઓનું પ્રતિપાદન કરાયેલું છે, તે પૈકી કેટલીક ૧૧ અંગોમાં ગૂંથાયેલી છે એવા પણ ઉલ્લેખો મળે છે. એ જોતાં તમામ પૂર્વોનો સર્વાંશે—અર્થદૃષ્ટિએ પણ નાશ થયેલો માનવો તે એક પ્રકારનું નિરર્થક સાહસ ખેડવા જેવું છે.

બારમા અંગના પરિકમ્મ વગેરે પાંચ વિભાગો છે એથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે અમુક અમુક પૂર્વનો શબ્દદૃષ્ટિએ મોટે ભાગે નાશ થયો ત્યારે એની સાથે સંબંધ ધરાવનારા બાકીના ચાર વિભાગોની શી પરિસ્થિતિ થઇ? સ્પષ્ટ શબ્દમાં કહું તો છેલ્લાં ચાર પૂર્વોનો ઉચ્છેદ થયો તે સમયે એને લગતાં પરિકમ્મ, સુત્ત, અણુઓગ અને ચૂલિયા એ ચાર વિભાગો જળવાઇ રહ્યા કે એનો પણ સાથે સાથે ઉચ્છેદ થયો?

આ પ્રશ્નના ઉત્તરરૂપે કોઇ ઉલ્લેખ જોવાજાણવામાં નથી એટલે એ સંબંધમાં હું હાલ તુરત કામચલાઉ ઉત્તર આપું છું, પરંતુ તેમ કરવા પૂર્વે સૌથી પ્રથમ તો પરિકમ્મ વગેરેના અભ્યાસક્રમને અંગે જે પ્રશ્નો સંભવે છે તેનો હું નિર્દેશ કરું છું:—

(૧) સૌથી પ્રથમ પરિકમ્મનો અભ્યાસ કરવાનો નિયમ હશે કે કેમ?

(૨) પરિકમ્મનો સંપૂર્ણ અભ્યાસ કર્યા પછી જ સુત્ત વગેરે ચાર વિભાગોનો અભ્યાસ કરવાનો નિયમ હશે કે કેમ?

(૩) સુત્તનો સંપૂર્ણ અભ્યાસ કર્યા પછી જ પુવ્વગય વગેરે ત્રણનો અભ્યાસ કરવાનો નિયમ હશે કે કેમ?

(૪) પુવ્વગયનો અભ્યાસ કરાય તે પૂર્વે પરિકમ્મ અને સુત્ત એ બંને વિભાગોનો સંપૂર્ણ અભ્યાસ કરાયેલો હોવો જોઇએ કે ખપપૂરતો?

(૫) ચૌદે પૂર્વોનો સંપૂર્ણ અભ્યાસ કર્યા બાદ જ અણુઓગનો અભ્યાસ કરાય કે ખપપૂરતો સાથે સાથે એ બંનેનો અભ્યાસ કરાય?

(૬) અણુઓગનો અભ્યાસ દરેક પૂર્વ આશ્રીને બે કટકે કરાય કે કેમ?

(૭) ચૂલિયાનો સંબંધ તો ચાર જ પૂર્વો સાથે છે તો ચાર પૂર્વોનો અભ્યાસ કરી આગળ અભ્યાસ કરનાર એ ચૂલિયાનો પૂર્ણ અભ્યાસ કરે છે કે ચૌદે પૂર્વો અને મતાંતર પ્રમાણે એની પછીના વિભાગરૂપ અણુઓગનો પણ પૂર્ણ અભ્યાસ કર્યા પછી જ ચૂલિયાનો અભ્યાસ કરે છે?

આ પ્રમાણે મેં જે અત્ર સાત પ્રશ્નો રજુ કર્યા છે તેના ઉત્તરરૂપે કોઇ સ્પષ્ટ ઉલ્લેખ કોઇ આગમમાં હોય કે આધુનિક સમયમા રચાયેલા કોઇ ગ્રંથમાં હોય એમ જણાતું નથી, એથી જ્ઞાનાવરણ કર્મના મારા ક્ષયોપશમ અનુસાર હું એના ઉત્તરો અત્ર સૂચવું છું:

(૧) પરિકમ્મના પૂર્ણ કે અપૂર્ણ અભ્યામ બાદ જ સુત્તનો તત્સ્પર્શિક અભ્યાસ કરાતો હશે એમ માનવુ ઉચિત જણાય છે એનુ કારણ એ છે કે બારમા અંગના વિભાગોના જે ક્રમો શાસ્ત્રમા જોવાય છે તે પૈકી કોઇ પણ ક્રમમાં સુત્તને પ્રથમ સ્થાન અપાયેલું જણાતું

નથી આથી એમ માનવાનું કારણ મળે છે કે સૌથી પ્રથમ પરિકમ્મનો સંપૂર્ણ કે આંશિક અભ્યાસ કરાતો હશે

(૨) આધુનિક અભ્યાસશૈલીથી પરિચિત જનને એ વાત તો સુવિદિત છે કે 'સંકલના' પરિકર્મના વિધિનો અભ્યાસ કરાતા એને લગતા દાખલા કરાય છે, પરંતુ તેમ કરવા માટે કંઇ વ્યુત્કલિતાદિ પરિકર્મો થાય ત્યાં સુધી રાહ જોવાની હોતી નથી વળી અંગ્રેજી, સંસ્કૃત વગેરે ભાષાનું જ્ઞાન, તે તે ભાષાનું વ્યાકરણ શીખ્યા પહેલાં પણ કરાવાય છે આ ઉપરથી કદાચ કોઇ એમ માને કે પરિકમ્મનો પૂર્ણ અભ્યાસ કર્યા વિના અન્ય વિભાગોનો અંશત અભ્યાસ કરાવાતો હશે, પરંતુ વસ્તુસ્થિતિ તેમ હોય એમ જણાતું નથી, કેમકે આજે પણ વ્યાકરણનો સંપૂર્ણ અભ્યાસ કરાય ત્યાર પછી જ સાહિત્યમાં પ્રવેશ કરાય એવી માન્યતા ધરાવનારા અને તે રીતે અભ્યાસ કરનારા અને કરાવનારા કેટલાક સજ્જનો જોવાય છે, અને એ અભ્યાસની પ્રાચીન પ્રથાનું પ્રતીક હોય એમ લાગે છે આથી બારમા અંગના પાંચ વિભાગોના હ્રાસના પ્રસ્તુત પ્રશ્નના નિર્ણય માટે તો આપણે એમ માની લઇશું કે પરિકમ્મનો પૂર્ણ અભ્યાસ થાય ત્યાર પછી જ અન્ય વિભાગોનો અભ્યાસ કરાતો હશે.

(૩) ઉપર પ્રમાણેની વિચારસરણીને અનુસરી હાલ તુરત તો એમ જ માનીશું કે સુત્તનો પૂર્ણ અભ્યાસ થયા બાદ જ બાકીના વિભાગોનો અભ્યાસ કરાતો હશે

(૪) ચોથો પ્રશ્ન એની પહેલાના પ્રશ્ન ઉપરથી ફલિત થયેલો પ્રશ્ન છે એટલે એનો ઉત્તર એ જ ઉત્તરમાં આવી જાય છે એ ઉત્તર બીજો કોઈ નહિ પણ એ છે કે પરિકમ્મ અને સુત્તના સંપૂર્ણ અભ્યાસ બાદ બાકીના વિભાગોનો અભ્યાસ કરાતો હશે

(૫) અણુઓગદ્દાર (સૂ. [1]૨-૫)માં તેમ જ [2]નન્દીમાં સૂચવાયા મુજબ દરેક સૂત્રના—આગમના [3]ઉદ્દેશ, [4]સમુદ્દેશ, [5]અનુજ્ઞા અને [6]અનુયોગ પ્રવર્તે છે વળી અણુઓગદ્દાર

---

૧ "सुयनाणस्स उद्देसो समुद्देसो अणुण्णा अणुओगो य पवत्तइ अंगपविट्ठस्स वि उद्देसो जाव पवत्तइ "

૨ નન્દીસુત્તની શ્રીમલયગિરિસૂરિકૃત ટીકા સહિત છપાયેલી અને આગમોદય સમિતિ દ્વારા પ્રકાશિત આવૃત્તિના અંતમાં આ આપેલ છે

૩-૬ આ અધ્યયન વગેરે તારે ભણવું એમ જે ગુરુ શિષ્યને કહે તે 'ઉદ્દેશ' કહેવાય છે તે પ્રમાણે શિષ્ય કરે અને ગુરુને જણાવે ત્યાર બાદ ગુરુ તેને એ પાઠ સ્થિર કર—પરિચિત કર એમ કહે તે 'સમુદ્દેશ' કહેવાય છે શિષ્ય તેમ કરે અને ગુરુને જણાવે ત્યારે તું એ બરાબર ધારી રાખજે અને બીજાને ભણાવજે એમ જે ગુરુ તેને કહે તે અનુજ્ઞા કહેવાય છે શ્રીહરિભદ્રસૂરિકૃત દંસણસુદ્ધિ યાને સમ્યક્ત્વસપ્તતિના શ્રીસંઘતિલકસૂરિકૃત વિવરણ (પત્ર ૧૧૩ આ)માંની નીચે મુજબની પંક્તિ અત્ર ઉદ્ધૃત કરવી ઉચિત જણાય છે

'तेनापि विनयविनीतेन गुर्वन्तिकेऽधीतानि दशापि पूर्वाणि, तदध्ययने चया युक्ति — पूर्वाणां यत्रोद्देशस्तत्रैवानुज्ञा विधीयते, यत "

"जत्युद्देसोऽणुन्ना वि तत्थ कज्जइ कमो इमो अत्थि ।
"दिट्ठिवायमहागमसुत्तत्थाण तओ पुच्छा ॥"

(સૂ. ૧૫૫)ની મલધારી શ્રીહેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ (પત્ર ૪ અ)માં ઉદ્દેશવિધિ દર્શાવતાં એમ કહેવાયું છે કે—

"इद पुनः प्रस्थापन प्रतीत। कस्य साधोरिदमङ्गममुं श्रुतस्कन्धं इदमध्ययनं वा उद्दिशामि क्षमाश्रमणाना हस्तेन सूत्रमर्थं तदुभयं च उद्दिष्टम्'

વળી આ જ વૃત્તિ (પત્ર ૨૬૪ અ)મા નીચે મુજબ ઉલ્લેખ છે:—

'अनेन च विधिना सूत्रे व्याख्यायमाने सूत्र सूत्रानुगमादयश्च युगपत् समाप्यन्ते, यत आह भाष्यसुधाम्भोनिधि.—

'सुत्तं सुत्तानुगमो सुत्तालावयकओ य निक्खेवो।
सुत्तप्फासियनिज्जुत्ती नया य समग तु वच्चंति' ॥'

આ ઉપરથી એમ ફલિત થાય છે કે પૂર્વના અભ્યાસની સાથે સાથે ખપપૂરતો અણુઓગનો અભ્યાસ કરતો હશે.

(૬) ૨૧મા પૃષ્ઠમાં આપણે અણુઓગમાં ઉપક્રમાદિ ચાર દ્વારો હોવાની સંભાવના કરી છે ખરી, પરંતુ ૨૪ મા પૃષ્ઠમા જે અણુઓગનુ સ્વરૂપ દર્શાવાયું છે તેનો વિચાર કરતાં તે સંભાવના વિષે શંકા ઉપસ્થિત થાય છે. એટલે જો એમાં ઉપક્રમાદિ દ્વારો ન જ હોય તો બે કટકે અભ્યાસ કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. અત્ર એ વાત પણ નોંધી લઈએ કે અણુ-ઓગમા જે તીર્થંકરાદિ મહાપુરુષોના જીવનચરિત્રને લગતો ઉલ્લેખ છે એમ જે **નંદીસુત્ત** વગેરે ઉપરથી જણાય છે તે ઉલ્લેખ પાછળથી ઉમેરાયેલો છે એમ કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો માને છે. [1]એટલે કદાચ તેમ માનવા જતા બે કટકે અભ્યાસ માટે સંભાવના રહે છે ખરો.

(૭) આપણે ચૂલિયાનું જે સ્વરૂપ ૨૪મા તેમ જ ૨૫મા પૃષ્ઠમાં વિચારી ગયા છીએ તે ઉપરથી નીચેની હકીકત ફલિત થાય છે:—

(અ) ચૂલિયાને કેવળ પ્રાથમિક ચાર પર્વો જ સાથે સંબંધ નથી, કિન્તુ પરિકમ્મ, સુત્ત અને અણુઓગ સાથે પણ સંબંધ છે.

(આ) એને છેલ્લાં દસ પૂર્વો સાથે સીધો કશો જ સંબંધ નથી.

'સીધો' એમ કહેવાનું કારણ એ છે કે એ ચૂલિયાને અણુઓગ સાથે સંબંધ છે અને જો તે પહેલા ચાર પૂર્વના અણુઓગ પૂરતો જ ન હોઇ એથી વધારે પૂર્વ સાથેના અણુઓગ પૂરતો પણ કદાચ હોય તો ચૂલિયાને ચાર પૂર્વો સુધી જ સીધો સંબંધ છે અને ત્યાર બાદ આડકતરો સંબંધ છે એમ માનવું પડે.

(ઇ) જો ચૂલિયાને કેવળ પહેલા ચાર જ પૂર્વો સાથે સંબંધ હોત તો આપણે એમ માની શકત કે એ ચાર પૂર્વોના પૂરેપૂરા અભ્યાસ પછી ચારે ચૂલિયાનો અભ્યાસ કરાતો હશે અથવા તો એ પ્રત્યેક પૂર્વના પૂરેપૂરા અભ્યાસ પછી તે તે પૂર્વની ચૂલિકાનો અભ્યાસ કરાતો

૧ **આવસ્સયસુત્ત** કયા પુરુષે કોને ઉદ્દેશીને ક્યારે કહ્યું તે દર્શાવવા માટે તે તે પુરુષોનાં ચરિત્રો પ્રથમ અપાયેલાં છે તો એવી રીતે અણુઓગમાં પણ એના પ્રણેતાનાં તેમ જ તેમની સાથે સંબંધ ધરાવનારાં પુરુષોનાં ચરિત્રો હોય એ શું બનવાજોગ નથી એવી દલીલ આ માન્યતાની વિરુદ્ધમાં આપી શકાય ?

હશે વિશેષમા જો એને પરિકમ્મ, સુત્ત અને ચાર પૂર્વો જ સાથે સબધ હોત તો પણ આપણે આ પ્રમાણે બે વિકલ્પો માની શકત, પરતુ જ્યારે ચૂલિયાને અનુઓગ સાથે પણ સબધ છે ત્યારે એ ચૂલિયામા છેલ્લા દસ પૂર્વો સાથે સબધ ધરાવનાર અનુઓગને ઉદ્દેશીને પણ કઇક કથન હોવા સભવ છે અને જો તેમ હોય તો એમ માનવુ યુક્તિયુક્ત જણાય છે કે પરિકમ્માદિ ચારે વિભાગોનો પૂર્ણ અભ્યાસ કરાયા બાદ ચૂલિયાનો અભ્યાસ કરાતો હશે કે જે હકીકતને નદીસુત્તની ચુણ્ણિગત "ચ ઉવરિ ઠવિતો પઢજ્જતિ ય" ઉલ્લેખનો શબ્દાર્થ અને એની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિગત "ચવસ્થાપિ દૃષ્ટિવાદસ્યોપરિ કિલ સ્થાપિતાદાઘત ચ ઞ્યન્તે" ઉલ્લેખનો શબ્દાર્થ પણ સમર્થિત કરે છે આ ઉપરથી બારમા અગના પાચ વિભાગાદિના હ્રાસના પરામર્શ પૂરતો પ્રશ્ન વિચારતી વેળા આપણે એમ માની લઇશુ કે ચૂલિયાનો અભ્યાસ ચારે વિભાગોના પૂર્ણ અભ્યાસ પછી જ કરાય છે

સૂત્ર તેમ જ અર્થથી ચૌદે પૂર્વોના જાણકાર તરીકે **શ્રીભદ્રબાહુસ્વામી** સુપ્રસિદ્ધ છે એના પછી **શ્રીસ્થૂલભદ્ર** છેલ્લા ચાર પૂર્વોના અર્થથી વચિત બન્યા એવો સામાન્ય ઉલ્લેખ છે એનો વિશેષ વિચાર કરતા એમ ભાસે છે કે એ ઉપરાત તેઓ ઓછામા ઓછા એ ચાર પૂર્વ સાથે સબધ ધરાવનારા અણુઓગથી અને સમસ્ત કે તદ્વિષયક ચૂલિયાથી પણ વચિત રહ્યા હશે અત્ર એ વાત નોધી લઇએ કે જેમ નય અને અનુગમ સાથે સબધ ધરાવનારા અણુઓગના ભાગનો નાશ પૂર્વના નાશની પૂર્વે સભવે છે એટલે કે પૂર્વ હયાત હોવા છતા એનો ઉચ્છેદ ગયેલો હોય તેમ ઉપક્રમ અને નિક્ષેપ સાથે સબધ ધરાવનારા અણુઓગના ભાગનો નાશ પૂર્વની હયાતી દરમ્યાન સભવતો નથી પણ એનો નાશ તો પૂર્વનો નાશ થતા થાય છે છેલ્લા દસપૂર્વધર [1]**શ્રીવજ્રસ્વામી** માટે પણ આપણે એમ કહી શકીએ કે તેઓ સૂત્ર અને અર્થ ઉભય દૃષ્ટિએ છેલ્લા ચાર પૂર્વથી, અને તેની સાથે સબધ ધરાવનાર અણુઓગ અને ચૂલિયાથી વચિત રહ્યા હશે આ પ્રમાણે આપણે નવ પૂર્વના ધારકથી માડીને તે એક પૂર્વકના ધારક માટે કહી શકીએ **વિઆહપણ્ણત્તિ**મા સૂચવ્યા મુજબ **શ્રીમહાવીરસ્વામી**ના નિર્વાણ પછી એક હજાર વર્ષે પુવ્વગયનો ઉચ્છેદ ગયો અહીં પુવ્વગયનો અર્થ દૃષ્ટિવાદ ન કરાય અને એ એનો એક ભાગ ગણાય તો એમ કહી શકાય કે પરિકમ્મ અને સુત્તનુ જ્ઞાન તો તે સમયે હતુ વખત જતા સુત્તનો અને ત્યાર બાદ કે સમકાલે પરિકમ્મનો હ્રાસ થયો અને તે મોડામા મોડો નદીસુત્તની ચુણ્ણિની રચનાસમયે થયો એમ આપણે કહી શકીએ **વીરસવત ૯૮૦** કે મતાતર પ્રમાણે ૯૯૩મા શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે આગમો પુસ્તકારૂઢ કર્યા તે વેળા પરિકમ્મ, સુત્ત અને પુવ્વગયનો કેટલોક ભાગ પણ પુસ્તકારૂઢ કરાયો હશે

પરિકમ્મ અને સુત્તનો અભ્યાસ પુવ્વગયના અભ્યાસના પ્રાથમિક પગથિયારૂપ જણાય છે એથી એમ સભાવના થઇ શકે કે પુવ્વગયનો ઉચ્છેદ થતા પરિકમ્મ અને સુત્ત હયાત હોય તો પણ તેનો અભ્યાસ કરાવાતો નહિ હશે

---

૧ શ્રીજિનસેનસૂરિકૃત હરિવશપુરાણ (સ ૧, શ્લો ૩૩)માં જે શ્રીવજ્રસૂરિની સ્તુતિ જોવાય છે તે આ જ વજ્રસ્વામીની સ્તુતિ હોવા સભવ છે અને એમને જ કેટલાક લઘુભદ્રબાહુ કે દ્વિતીય ભદ્રબાહુ કહેતા હોય એમ જણાય છે જુઓ જૈન સત્ય પ્રકાશ (વ ૧, અ ૭, પૃ ૨૧૪),

શ્રીપ્રભાચન્દ્રસૂરિના સમયમાં **આયાર** આદિ ૧૧ અંગો—એકાદશાંગી હતી એમ આપણે એમની કૃતિ નામે **પ્રભાવકચરિત્ર** ઉપરથી જાણી શકીએ છીએ.[1]

**કેટલાંક અંગોનો** હ્રાસ—બારમા અંગનો કેવી રીતે ઉચ્છેદ ગયો તે આપણે જોયું. હવે જે કેટલાંક અંગોનો હ્રાસ થયેલો જણાય છે તે જોઇ લઇએ. **આયાર** નામના પ્રથમ અંગના પ્રથમ સુયક્ખંધ (સં. શ્રુતસ્કંધ)નું **મહાપરિણ્ણા (મહાપરિજ્ઞા)** નામનું [2]સાતમું અજ્ઝયણ[3] (સં. અધ્યયન) શ્રી**શીલાંક**સૂરિના સમય પૂર્વે નાશ પામ્યું છે. એવી રીતે **નાયાધમ્મકહા**માંથી કેટલી યે ઉપાખ્યાયિકાઓ વગેરે નાશ પામી છે. ઉપલબ્ધ થતું **પણ્હાવાગરણ** નામનું દસમું અંગ તે અસલી દસમા અંગરૂપ નથી એમ કેટલાક કહે છે. **જો** એ વાત યથાર્થ હોય તો એનો સર્વાંશે નહિ તો અંશતઃ પણ નાશ થયો છે એમ માનવું જોઇએ.

**તિત્થોગ્ગાલી** પઇન્નગમાં સૂચવાયા મુજબ શ્રી**મહાવીરસ્વામી**ના નિર્વાણસમયથી ૨૧૦૦૦ વર્ષ પર્યંત એટલે આ પાચમા આરાના અંત સુધી **દસવેયાલિયસુત્ત**નો અર્થ, **આવસ્સયસુત્ત, અણુઓગદાર** અને **નંદીસુત્ત** અવિચ્છિન્ન રહેશે[4] વિશેષમાં આ આરાના અંતમાં શ્રી**દુષ્પ્રભ**સૂરિ થશે. તેઓ છેલ્લા મુનિ થશે અને એવી રીતે **ફલ્ગુશ્રી** છેલ્લાં સાધ્વી, **નાગિલ** છેલ્લા શ્રાવક અને **સત્યશ્રી** છેલ્લાં શ્રાવિકા થશે. શ્રી**દુષ્પ્રભ**સૂરિ કાળ કરતાં **દસવેયાલિયસુત્ત**નો અર્થ નાશ પામશે. આ ઉપરથી એમ ફલિત થાય છે કે દ્વાદશાંગીનો શબ્દદૃષ્ટિએ નાશ મોડામાં મોડો શ્રી**દુષ્પ્રભ**સૂરિના જીવન દરમ્યાન થશે, કેમકે એમના સમયમાં જે આગમો હોવાનો ઉલ્લેખ છે તેમાં બાર અંગોમાંથી એકેનો ઉલ્લેખ નથી.

---

૧ "चतुर्दशापि पूर्वाणि संस्कृतानि पुराऽभवन् ॥११४॥
प्रज्ञातिशयसाध्यानि तान्युच्छिन्नानि कालतः ।
अधुनैकादशाङ्ग्यस्ति **सुधर्मस्वामि**भाषिता ॥११५॥"

૨ **સમવાય, નંદીસુત્ત, આવસ્સયસુત્ત**ની નિજ્જુત્તિ અને **વિધિપ્રપા** પ્રમાણે એ નવમું અધ્યયન છે એમ પ્રો. **વેબરે** Indische Studien XVI, p. 251 seq માં કહ્યું છે.

૩ એમ કહેવાય છે કે આ અજ્ઝયણમાંથી **આયાર**નો બીજો સુયક્ખંધ રચાયો છે. તો એ વાત સાચી હોય તો આ અજ્ઝયણ સર્વાંશે વ્યુચ્છિન્ન થયેલું ન ગણાય એ દેખીતી વાત છે

૪ શ્રીવિજયદાનસૂરિ દ્વારા વિરચિત **વિવિધ પ્રશ્નોત્તર** (પૃ. ૧૯૮)માં **તિત્થોગ્ગાલી (तीर्थोद्गाली)** પઇન્નગમાંથી નીચે મુજબ પદ્યો રજુ કરાયાં છે તે અત્ર વિચારી લઇએઃ—

"वासाण सहस्सेण य, एक्कवीसाए इहं भरहवासे ।
**दसवेयालिय**अत्थो, **दुप्पसह**जइंमि नासिहीति ॥५०॥"
"इगवीससहस्साइं, वासाणं **वीर**मोक्खगमणाओ ।
अव्वोच्छिन्नं होही, **आवस्सगं** जाव तित्थं तु ॥५२॥
इगवीससहस्साइं, वासाण **वीर**मोक्खगमणाओ ।
**अणुओगदार-नंदी**, अव्वोच्छिन्नाउ जा तित्थं ॥५३॥"

**શ્રીમહાવીરસ્વામી**ના પરિવારમા જે [1]૩૦૦ શ્રુતકેવલીઓ હતા તેઓ કેની દ્વાદશાગીનું પઠન–પાઠન કરતા હશે એ પ્રશ્ન હવે વિચારીશુ આ પ્રશ્નનો ઉત્તર કોઇએ આપ્યો હોય એમ જણાતુ નથી એટલે મને જે સૂઝે છે તે હું અત્ર સૂચવુ છુ આ તમામ શ્રુતકેવલીઓ ૧૧ ગણધરો પૈકી કોઇ નહિ ને કોઇક ગણધરના શિષ્ય હોવા જોઇએ આ પૈકી જેઓ **શ્રીસુધર્મસ્વામી** સિવાયના ગણધરોમાથી જેમના શિષ્યો હશે તેઓ તે ગણધર પાસેથી દ્વાદશાંગી પૂર્ણ કે અપૂર્ણ શીખ્યા હશે જો તેઓ પૂર્ણ શીખ્યા હશે તો તો તેઓ તેનુ પઠન–પાઠન કરતા હશે અને અપૂર્ણ શીખ્યા હશે તો તેઓ તેટલા ભાગ પૂરતી દ્વાદશાગીનુ તે ગણધરની દ્વાદશાગી અનુસાર અને બાકીનાનુ **શ્રીસુધર્મસ્વામી**એ પ્રરૂપેલી દ્વાદશાગી અનુસાર પઠન–પાઠન કરતા હશે **શ્રીસુધર્મસ્વામી**ના જે શિષ્યો શ્રુતકેવલી હશે તેઓ તો એમની જ રચેલી દ્વાદશાગીનુ પઠન–પાઠન કરતા હશે એ દેખીતી વાત છે

**અર્થદૃષ્ટિએ હ્રાસ**—આપણે અત્યાર સુધી દ્વાદશાગીનો જે હ્રાસ વિચાર્યો તે તેની શાબ્દિક રચનાને ઉદ્દેશીને હતો શબ્દરચના નાશ પામે એટલે એક રીતે વિચારતા અમુક અંશે તેના અર્થનો પણ ઉચ્છેદ થાય એ બનવાજોગ છે પ્રસ્તુતમા આવી હકીકતને અનુલક્ષીને નહિ, કિન્તુ નયોના સમવતારને ઉદ્દેશીને વિચાર કરવામા આવે છે **શ્રીઆર્યવૈર** યાને **શ્રીવજ્રસ્વામી** પર્યંત કાલિક તેમ જ ઉત્કાલિક શ્રુતના પણ દરેક સૂત્રનો ચરણકરણાનુયોગ, ધર્મકથાનુયોગ, ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગ એમ ચારે [2]અનુયોગપૂર્વક અર્થ કરાતો હતો અને એ સમય સુધી અપૃથગ્ભાવ હતો એટલે દરેક વસ્તુના સબંધમા સર્વ નયોનો સમવતાર કરાતો હતો, કેમકે એ સમય પર્યંત શ્રોતા અને વક્તા બન્ને તીવ્ર બુદ્ધિશાળી હતા **શ્રીઆર્યરક્ષિતસૂરિ**એ મતિ, મેધા, ધારણા વગેરેમા સમર્થ અને બુદ્ધિશાળી એવા પોતાના શિષ્ય નામે [3]**દુર્બલિકાપુષ્પમિત્ર**ને મહામુસીબતે શ્રુત ધારણ કરતા જોઇને તેમ જ હવે પછીના જનોની બુદ્ધિ મદ હશે એમ જ્ઞાનોપયોગ વડે જાણીને તેમના ઉપર ઉપકાર કરવાના નિર્મળ હેતુથી કાલિકાદિ શ્રુતના વિભાગ પાડી તે તે માટે અમુક અમુક અનુયોગ નક્કી કર્યો[4] એટલું જ નહિ, પણ ક્ષેત્ર અને કાળનુ સ્વરૂપ ધ્યાનમા રાખી નૈગમાદિ

---

૧ "समणस्स भगवओ महावीरस्स तिन्नि सया चउद्दसपुव्वीण" એવો સ્પષ્ટ પાઠ પજ્જુસણાકપ્પ (સૂ ૧૩૯)માં છે અને સ્વ ડૉ યાકોબીએ એના અગ્રેજી અનુવાદમાં પણ એમ જ કહ્યુ છે, છતાં તેઓ જુદુ જ કહેતા હોય એમ એમના વાક્યનો જે નીચે મુજબ અનુવાદ ઉત્તર હિંદુસ્તાનમા જૈન ધર્મ (પૃ ૨૬)માં અપાયો છે તે ઉપરથી જણાય છે –

"૩, ૧૮, ૯૦૦ શ્રાવિકાઓ તેમ જ ૫,૪૦૦ જેટલા બીજા શિષ્યો હતા, જે ચૌ પૂર્વના જ્ઞાતા અથ । શ્રુતકેવલી હતા"

૨ આના સ્વરૂપ માટે જુઓ આચારની શ્રીશીલાકસૂરિકૃત ટીકા (પત્ર ૧ આ) અને શ્રીશાન્તિચન્દ્રકૃત પ્રમેયરત્નમજુષા (પત્ર ૨ અ–૨ આ)

૩ એમને શ્રીઆર્યરક્ષિતસૂરિએ આચાર્યપદે સ્થાપ્યા હ. એવે કે વીરસવત્ ૫૮૪માં ગોષ્ઠામાહિલ નામના સાતમા નિહ્નવ થયા જુઓ વિશેષાવશ્યકભાષ્ય (ગા ૨૨૮૬ અને ૨૩૦૫)

૪ કાલિક શ્રુતમાં પહેલો, ઇસિભાસિય (ઋષિભાષિત)મા બીજો, સૂરપણ્ણત્તિ (સૂર્યપ્રજ્ઞપ્તિ)માં ત્રીજો અને સમગ્ર દિટ્ઠિવાયમાં ચોથો અનુયોગ રખાયો વળી મહાકપ્પસુઅ (મહાકલ્પશ્રુત) અને

સાત નયો પણ જુદા કર્યા. તેમણે કાલિક શ્રુતમાં નયવિભાગ રાખ્યો નહિ—નયોના સમવતાર વિનાનું કાલિક શ્રુત બનાવ્યું.[1]

આ પ્રમાણે આપણે શ્વેતાંબર મંતવ્ય મુજબ દ્વાદશાંગીનો શબ્દથી અને અર્થથી પણ હ્રાસ વિચાર્યો, પરંતુ **પજ્જોસણાકપ્પ** (સૂ. ૧૪૭) માં સૂચવ્યા મુજબ[2] શ્રમણ ભગવાન્ **મહાવીરસ્વામી**એ એમના નિર્વાણસમયે નિર્જલ ષષ્ઠ (છટ્ઠ) કરી, ચાર ઘડી રાત્રિ બાકી હતી ત્યારે પદ્માસને બેસી જે પુણ્યરૂપ ફલવિપાકવાળાં ૫૫ અધ્યયનો ને પાપરૂપ ફલવિપાક-વાળાં ૫૫ અધ્યયનો અને જેના ઉત્તરો ન પૂછાયા હતાં એવાં ૩૬ અધ્યયનો કહ્યાં અને 'પ્રધાન' નામનું અધ્યનન કહેતાં નિર્વાણ પામ્યા, એ કુલ્લે ૧૪૭ અધ્યયનોનો અંગપ્રવિષ્ટ શ્રુતમાં અંતર્ભાવ કરવાનો છે કે કેમ અને એ આજે જળવાઇ રહ્યાં છે કે નહિ એ પ્રશ્ન નોંધી લઇએ. આ પ્રશ્નનો ઉત્તર કોઇ સ્થળે અપાયેલો જોવાતો નથી; પણ કદાચ એમ કહી શકાય કે એ અધ્યયનોને ગણધરોએ ગૂંથ્યાં હોય તો એનો અંગપ્રવિષ્ટ શ્રુતમાં અંતર્ભાવ કરાય અને જો અન્ય શ્રુતસ્થવિરોએ ગૂંથ્યાં હોય તો એનો અંગબાહ્ય શ્રુતમાં અંતર્ભાવ કરાય અને કોઇએ પણ એ ગૂંથ્યાં જ ન હોય તો તો પ્રાયઃ તે જ સમયે એનો શબ્દદષ્ટિએ તો નાશ થયો એમ કહી શકાય.

એક વેળા સંધ્યાસમયે શ્રી**આર્યસુહસ્તી** આચાર્ય [3]**નલિણગુમ્મ (નલિનગુલ્મ)** નામના અજ્ઝયણ (અધ્યયન)નું પરાવર્તન કરતા હતા એવો ઉલ્લેખ જોવાય છે.[4] એમાં જે નલિનીગુલ્મ અધ્યયનનો નિર્દેશ છે તે કયું ? શું એ અધ્યયન આજે વિદ્યમાન છે ? આનો ઉત્તર આગળ ઉપર વિચારાશે એટલે હવે આપણે દ્વાદશાંગીના હ્રાસ પરત્વે દિગંબર માન્યતા શી છે તે જોઇ લઇએ. એ માટે વિશિષ્ટ પ્રયાસની અપેક્ષા રહે છે, કેમકે આ વિષય ઉપર પ્રકાશ પાડનાર શ્રી**શુભચન્દ્રની અંગપન્નત્તિ, બ્રહ્મહેમચન્દ્રનો સુયક્ખંધ,** શ્રી**ઇન્દ્રનંદિ**કૃત

---

એ સિવાયનાં છેદસૂત્રો માટે પણ ચરણકરણાનુયોગરૂપ પહેલો અનુયોગ રખાયો, કેમકે એ શાસ્ત્રોનો કાલિક શ્રુતમાં સમાવેશ થાય છે. જુઓ **આવસ્સયસુત્ત**ની નિજ્જુત્તિ (ગા. ૭૭૮), **આવસ્સયસુત્ત**નું મૂલભાસ (ગા. ૧૨૪ અને ૨૨૮) તેમ જ **વિસેસાવસ્સયભાસ** (ગા ૨૨૯૪-૨૨૯૫).

૧ આથી તો આ શ્રુત 'મૂઢનયિક' કહેવાય છે.

૨ **પજ્જોસણાકપ્પ** (સૂ. ૧૪૭)માંની નીચેની પંક્તિઓ આ વાતની સાક્ષી પૂરે છે:—

"छट्ठेणं भत्तेणं अपाणएणं साइणा नक्खत्तेणं जोगमुवागएणं पच्चूसकालसमयंमि संपलि अंकनिसन्ने पणपन्नं अज्झयणाइं कल्लाणफलविवागाइं पणपन्नं अज्झयणाइं पावफलविवागाइं छत्तीसं अपुट्ठवागरणाइं वागरित्ता **पहाणं** नाम अज्झयणं विभावेमणे कालगए"

૩ આ નામનું વિમાન ક્યાં આવ્યું તે વિષે મતભેદ જોવાય છે. **ઉત્તરજ્ઝયણસુત્ત** (અ )ની શ્રીદેવેન્દ્રસૂરિકૃત ટીકા (?)માં એને પ્રથમ દેવલોકમાં આવેલું સૂચવાયું છે, જ્યારે **સમવાય** (પૃ ૩૫ આ)માં નવમા દેવલોકમાં આવ્યાનો ઉલ્લેખ છે અને **વસુદેવહિંડી** (પૃ ૨૬૧)માં તો બારમા દેવલોકમાં આવ્યાનો નિર્દેશ છે આ ત્રણે ઉલ્લેખો માટે જુઓ **જૈન સત્ય પ્રકાશ** (વ. ૪, અં. ૪, પૃ ૨૭૧).

૪ **અભિધાનરાજેન્દ્ર**માં આ સંબંધમાં નીચે મુજબ ઉલ્લેખ છે:—

"अन्नया पदोसकाले आयरिया **णलिणगुम्मं** अज्झयणं परियट्टंति–आव० ४ अ०"

શ્રુતાવતાર તેમ જ આદિપુરાણ, ઉત્તરપુરાણ, હરિવંશપુરાણ, દિગંબરીય પ્રાકૃત પટ્ટાવલી વગેરે સાધનોમાં મતભેદ હોય એમ લાગે છે એના નિરાકરણ કે સમન્વય માટે અત્ર અવકાશ નથી એટલે હાલ તુરત તો આ સબંધમાં [1]જૈન સત્ય પ્રકાશ (વ ૧, અ ૭, પૃ ૨૧૩–૨૧૫)માં જે હકીકત મુનિ શ્રીદર્શનવિજયે આપી છે તે રજુ કરી સંતોષ માનવો પડે છે એ હકીકત નીચે મુજબ છે —

"केवली–१ गणधर सुधर्मास्वामी, २ जम्बूस्वामी। ध ६२ पर्यंत।

१४ पूर्वधारी–३ विष्णुकुमार, ४ नंदिमित्र, ५ अपराजित, ६ गोवर्धन, ७ प्रथम भद्रबाहु स्वामी। ध १६२ पर्यंत।

१० पूर्वी–८ विशाख, ९ प्रोष्ठिल, १० क्षत्रिय, ११ जय, १२ नागसेन, १३ सिद्धार्थ १४ धृतिसेन, १५ विजय, १६ बुद्धिल (बुद्धिमान), १७ देव (गंगदेव), १८ धर्मसेन। ध ३४५ पर्यंत।

११ अंगधारी–१९ नक्षत्र, २० जयपाल, २१ पांडु २२ ध्रुवसेन, २३ कंस। ध ५६५ पर्यंत।

आचारांगधर–२४ समुद्र, २५ यशोभद्र, २६ द्वितीय भद्रबाहु २७ लोहार्य। ध ६८३ पर्यंत। इसी प्रकार ध ६८३ वीरनिर्वाणमें ११ अंगों, १४ पूर्वों, ६३ शलाकापुरुषचरित्र और समूल जिनागम साहित्यका विनाश हो गया। भगवान महावीरदेवने कहा हुआ एक हरफ भी न बचा, ऐसी दिगम्बर मान्यता है।"

આ પ્રમાણે જોકે આ પ્રકરણ પૂર્ણ થાય છે તો પણ એમાંની વિશિષ્ટ હકીકતોના સિંહાવલોકન તરીકે નીચે મુજબ નોંધ કરવી ઉચિત જણાય છે —

(૧) કેવલજ્ઞાનનો ઉચ્છેદ વીરસંવત્ ૬૪માં (શ્રીજંબૂસ્વામીના નિર્વાણના સમયે)

(૨) છેલ્લા ચાર પૂર્વના અર્થનો ઉચ્છેદ વી સ ૧૭૦માં (શ્રીભદ્રબાહુના સ્વર્ગગમનના સમયે)

(૩) છેલ્લા ચાર પૂર્વનો શબ્દથી ઉચ્છેદ વી. સ ૨૧૫ કે ૨૧૫માં (શ્રીસ્થૂલભદ્રના સ્વર્ગગમનના સમયે)

(૪) છેલ્લાં લગભગ સાડા ચાર પૂર્વનો ઉચ્છેદ શ્રીઆર્યરક્ષિતના સ્વર્ગગમન પછી

(૫) સમસ્ત પુર્વસમૂહનો ઉચ્છેદ વી સંવત ૧૦૦૦માં

(૬) મહાપરિજ્ઞા અધ્યયનનો ઉચ્છેદ શ્રીવજ્રસ્વામી પછી અને શ્રીશીલાંકસૂરિની પૂર્વે

આ પ્રમાણે આ પ્રકરણ પૂર્ણ કરતા પૂર્વે નંદીસુત્તમાંથી બે ઉલ્લેખો નોંધી લઉં છું —

"इच्चेइयं दुवालसंगं गणिपिडगं वुच्छित्तिनयट्टयाए साइअं सपज्जवसिअं, अवुच्छित्तिनयट्टयाए अणाइअं अपज्जवसिअं" (सू ४३)

"इच्चेइयं दुवालसंगं गणिपिडगं न कयाइ नासी न कयाइ न भवइ न कयाइ न भविस्सइ" (सू ५८)

---

[1] આના પહેલા અંક (પૃ ૧૫)માં કહ્યું છે કે શ્રુતાવતારમાં સૂચવાયું છે કે શ્રીનાગહસ્તિસૂરિના સમયમાં પાંચ પૂર્વોથી અધિક જ્ઞાન હતું અને (અ ૧૦, પૃ ૩૪૮)માં કહ્યું છે કે દિગંબર ગ્રંથોમાં ઉલ્લેખ છે કે આચાર્ય ધરસેન બે પૂર્વના જ્ઞાતા હતા

# પ્રકરણ છઠ્ઠું

## અંગબાહ્ય શ્રુતની મીમાંસા

આપણે ત્રીજા પ્રકરણમાં જોઈ ગયા તેમ શ્રુતજ્ઞાનના અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય એવા બે પ્રકાર છે. એ બેમાંથી દ્વાદશાંગીરૂપ પ્રથમ પ્રકારના ઉદ્ભવ અને ઉચ્છેદ વિષે આપણે અત્યાર સુધી વિચાર કર્યો. એ દ્વાદશાંગીનો પરિચય આપવાનું કાર્ય બીજા ભાગ માટે મુલતવી રાખી આપણે આ પ્રકરણમાં ખાસ કરીને અંગબાહ્ય શ્રુત વિષે વિચાર કરીશું. તેમ કરવા માટે સૌથી પ્રથમ આપણે અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુતના સ્વરૂપ ઉપર પ્રકાશ પાડનારા કેટલાક વિશિષ્ટ ઉલ્લેખો નોંધી લઈએ:—

(૧) **નંદીસુત્ત** (સૂ. ૪૪)ની ચુણ્ણિના ૪૭મા પત્રગત નીચે મુજબનો ઉલ્લેખ:—

"पादयुगं जंघोरू गातदुवगं च दो य बाहू ता।
गीवा सिरं च पुरिसो वारसअंगो सुतविसिट्ठो ॥[1]

इच्चेतस्स सुतपुरिसस्स जं सुतं अंगभागठितं तं अंगपविट्ठं भण्णइ जं पुण एतस्सेव सुतपुरिसस्स वइरेगे ठितं तं अंगबाहिरं ति भण्णति, अहवा।

गणहरकयमंगगतं जं कत थेरेहिं बाहिरं तं च।
णियतं अंगपविट्ठं अणियतसुत बाहिरं भणितं॥"[2]

આ ઉપરથી નીચે મુજબની ચાર હકીકતો સૂચિત થાય છે:—

(અ) અત્ર શ્રુતને પુરુષની ઉપમા આપવામાં આવી છે. જેમ પુરુષને બે પગ, બે [3]જંઘા, બે [4]ઊરુ[5], બે ગાત્રાર્ધ એટલે કે પીઠ (? છાતી) અને પેટ, બે બાહુ, એક ડોક અને એક મસ્તક એમ બાર અંગો-અવયવો હોય છે, તેમ શ્રુતરૂપ પુરુષને **આયાર** વગેરે બાર અંગો છે.

(આ) શ્રુતરૂપ પુરુષના અંગોમાં પ્રવેશેલું-અંગરૂપ બનેલું શ્રુત તે 'અંગપ્રવિષ્ટ' છે, જ્યારે એ શ્રુતરૂપ પુરુષથી વ્યતિરિક્તપણે રહેલું શ્રુત 'અંગબાહ્ય' છે.

(ઇ) ગણધરોએ રચેલું શ્રુત તે 'અંગપ્રવિષ્ટ' (મૂળરૂપ) છે, જ્યારે સ્થવિરોએ રચેલું શ્રુત તે "અંગબાહ્ય' છે.

(ઈ) જે શ્રુત સર્વદા નિયત છે તે 'અંગપ્રવિષ્ટ' છે, જ્યારે જે અનિયત છે તે 'અંગબાહ્ય' છે.

---

૧-૨ આ બંને પદ્યો કંઇક પાઠભેદ સાથે **નંદીસુત્ત**ની શ્રીહરિભદ્રસૂરિકૃત વૃત્તિના ૯૦ મા પત્રમાં તેમ જ એની શ્રી**મલયગિરિ**સૂરિકૃત વૃત્તિ (પત્ર ૨૦૩ આ-૨૦૪ અ)માં જોવાય છે. તેમાં ૨૦૪ અપત્રગત પદ્યમાં "बाहिरं तु। निययं ङऽङ्गपविट्ठ" એવો પાઠભેદ છે.

૩-૪ જંઘાનો અર્થ 'ઘૂંટીથી ઘૂંટણ સુધીનો ભાગ' એમ કરાય છે, અને ઊરુનો અર્થ 'જાંઘ' યાને 'સાથળ' કરાય છે

૫ બે પગ ગણાવ્યા ઉપરાંત જે બે જંઘા અને બે ઊરુ ગણાવાય છે તે કેવી રીતે ઘટે છે ?

આ પ્રમાણોની ચાર હકીકતોમાંની છેલ્લી ત્રણમાં અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યનું એકેક લક્ષણ આપેલું છે એટલે કે એના એકંદર ત્રણ લક્ષણો છે

(૨) તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર (અ ૧, સૂ ૨૦)ના ભાષ્ય (પૃ ૯૧-૯૨)ગત નીચે મુજબનો ઉલ્લેખ —

"अथ श्रुतज्ञानस्य द्विविधमनेकद्वादशविधमिति किंकृतः प्रतिविशेष इति? अत्रोच्यते- वक्तृविशेषाद् द्वैविध्यम्। यद् भगवद्भिः सर्वज्ञैः सर्वदर्शिभिः परमर्षिभिरर्हद्भिस्तत्स्वाभाव्यात् परमशुभस्य च प्रवचनप्रतिष्ठापनफलस्य तीर्थकरनामकर्मणोऽनुभावादुक्तं भगवच्छिष्यैरतिशयवद्भिरुत्तमातिशयवाग्बुद्धिसम्पन्नैर्गणधरैर्दृब्धं तदङ्गप्रविष्टम्। गणधरानन्तर्यादिभिस्त्वत्यन्तविशुद्धागमैः परमप्रकृष्टवाङ्मतिबुद्धिशक्तिभिराचार्यैः कालसंहननायुर्दोषादल्पशक्तीनां शिष्याणामनुग्रहाय यत् प्रोक्तं तदङ्गबाह्यमिति।"

આનો સારાંશ એ છે કે શ્રુતજ્ઞાનના બે પ્રકારરૂપ અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યનો તફાવત વક્તાના ભેદની અપેક્ષાએ છે તીર્થંકરો દ્વારા પ્રકાશિત જ્ઞાનને એમના અતિશયધારી અને ઉત્તમ બુદ્ધિશાળી એવા શિષ્યોએ—ગણધરોએ ગ્રહણ કરી એ જ્ઞાનને દ્વાદશાંગીરૂપે સૂત્રબદ્ધ કર્યું તે 'અંગપ્રવિષ્ટ' કહેવાય છે, જ્યારે સમય, સંહનન અને આયુષ્યના દોષથી અલ્પ બુદ્ધિવાળા એવા શિષ્યો ઉપર ઉપકાર કરવા માટે—તેમના બુદ્ધિ, બળ અને આયુષ્યને ઘટતા જોઈ સર્વ સાધકોના હિત માટે, ગણધરોના સમકાલીન અને ઉત્તરકાલીન અને આગમોના અત્યંત વિશુદ્ધ જ્ઞાનવાળા આચાર્યોએ જે કહ્યું—જે શાસ્ત્રો રચ્યાં તે 'અંગબાહ્ય' કહેવાય આ ઉપરથી સામાન્યત એમ ફલિત થાય છે કે ગણધરોએ રચેલાં શાસ્ત્રો અંગપ્રવિષ્ટ છે અને એમના અનંતરવર્તી તેમ જ ઉત્તરકાલીન આચાર્યોએ રચેલાં શાસ્ત્રો 'અંગબાહ્ય' છે

(૩) આ હકીકતને માન્ય રાખવા સાથે શ્રીમલયગિરિસૂરિએ આવસ્સયસુત્તના વિવરણ (પત્ર ૪૮ અ-આ)માં અંગબાહ્યના અન્ય લક્ષણો પણ બતાવનારો રજૂ કરેલો ઉલ્લેખ —

"अथ अङ्गप्रविष्टानङ्गप्रविष्टयोः कः प्रतिविशेषः? उच्यते-यद् गणधरैः साक्षाद् दृब्धं तदङ्गप्रविष्टं तच्च द्वादशाङ्गम्, यत् पुनः स्थविरैर्भद्रबाहुस्वामिप्रभृतिभिराचार्यैरुपनिबद्धं तदनङ्गप्रविष्टं, तच्च आवश्यकनिर्युक्त्यादि, अथवा वारत्रयं गणधरपृष्टेन सता भगवता तीर्थकरेण यत् प्रोच्यते 'उप्पन्नेइ वा विगमेइ वा धुवेइ वा' इति पदत्रयं तदनुसृत्य यन्निष्पन्नं तदङ्गप्रविष्टं, यत्पुनर्गणधरप्रश्नव्यतिरेकेण शेषकृतप्रश्नपूर्वकं वा भगवतो मुत्कलं व्याकरणं तदधिकृत्य यन्निष्पन्नं जम्बूद्वीपप्रज्ञप्त्यादि, यच्च वा गणधरवाक्येनोपजीव्य दृब्धमावश्यकनिर्युक्त्यादि पूर्वस्थविरैस्तदनङ्गप्रविष्टं, यदि वा यत्सर्वतीर्थकरतीर्थेष्वनियतं तदनङ्गप्रविष्टं, सर्वपक्षेषु द्वादशाङ्गमङ्गप्रविष्टं, शेषमनङ्गप्रविष्टम्"

આ ઉપરથી આપણે અંગપ્રવિષ્ટ અને અનંગપ્રવિષ્ટના નીચે મુજબના લક્ષણો જોઈ શકીએ છીએ —

(અ) જે શ્રુત ગણધરોએ સાક્ષાત્ ગૂંથ્યું-રચ્યું તે 'અંગપ્રવિષ્ટ' છે, જ્યારે જે સ્થવિરોએ શ્રીભદ્રબાહુસ્વામી વગેરે આચાર્યોએ રચ્યું તે 'અનંગપ્રવિષ્ટ' છે

(આ) ગણધરે ત્રણ વાર પૂછેલા પ્રશ્ન (નિષદ્યા)ના ઉત્તરરૂપે તીર્થંકરે જે ત્રિપદી કહી તેને

અનુસરીને રચાયેલું શ્રુત તે 'અંગપ્રવિષ્ટ' છે, જ્યારે ગણધરે ન પૂછ્યા છતાં તીર્થંકરે કરેલા સ્પષ્ટીકરણને આધારે રચાયેલું શ્રુત 'અનંગપ્રવિષ્ટ' છે, અથવા અન્ય કોઈએ પ્રશ્ન પૂછવાથી તીર્થંકરે કરેલા સ્પષ્ટીકરણને અનુસરીને રચાયેલું શ્રુત 'અનંગપ્રવિષ્ટ' છે, અથવા તો ગણધરનાં વચનનો આધાર લઈને પહેલાંના સ્થવિરોએ જે રચ્યું તે 'અનંગપ્રવિષ્ટ' છે.

(૪) જે સર્વ તીર્થંકરના તીર્થમાં નિયત હોય તે 'અંગપ્રવિષ્ટ' છે, જ્યારે જે સમસ્ત તીર્થોમાં અનિયત હોય એટલે કે કોઇકના તીર્થમાં રચાય અને કોઇકના તીર્થમાં ન રચાય એવું જે શ્રુત હોય તે 'અનંગપ્રવિષ્ટ' છે.

(૪) **વિસેસાવસ્સયભાસ**ની નિમ્નલિખિત ગાથારૂપ ઉલ્લેખઃ—

"गणहर-थेरकयं वा आएसा मुक्कवागरणो वा।
धुव-चलविसेसओ वा अंगा-णंगेसु नाणत्तं ॥५५०॥"

આનો અર્થ સમજાય તે માટે આપણે સાથે સાથે એની મલધારી શ્રી**હેમચન્દ્ર**સૂરિકૃત વૃત્તિ નામે **શિષ્યહિતા**ના ૨૯૮મા પત્રગત નિમ્નલિખિત ઉલ્લેખ નોંધી લઈએઃ—

"अङ्गा-ऽनङ्गप्रविष्टश्रुतयोरिदं नानात्वम्—एतद् भेदकारणम्। किमित्याह—गणधरा **गौतमस्वाम्यादयः**, तत्कृतं श्रुतं द्वादशाङ्गरूपमङ्गप्रविष्टमुच्यते। स्थविरास्तु **भद्रबाहुस्वाम्या**दयस्तत्कृतं श्रुत**मावश्यकनिर्युक्त्या**दिकमनङ्गप्रविष्टम्—अङ्गबाह्यमुच्यते। अथवा, वारत्रयं गणधरपृष्टस्य तीर्थंकरस्य सम्बन्धी यः आदेशः—प्रतिवचनमुत्पाद-व्यय-ध्रौव्यवाचकं पदत्रयमित्यर्थः, तस्माद् यद् निष्पन्नं तदङ्गप्रविष्टं द्वादशाङ्गमेव, मुक्तं—मुत्कलम्—अप्रश्नपूर्वकं च यद् व्याकरणम्—अर्थप्रतिपादनं तस्माद् निष्पन्नमङ्गबाह्यमभिधीयते, **तच्चावश्यका**दिकम्। वाशब्दोऽङ्गा–ऽनङ्गप्रविष्टत्वे पूर्वोक्तभेदकारणादन्यत्वसूचकः। तृतीयं भेदकारणमाह—'धुवचलविसेसओ व' त्ति ध्रुवं—सर्वतीर्थंकरतीर्थेषु नियतं—निश्चयभावि श्रुतमङ्गप्रविष्टमुच्यते द्वादशाङ्गमिति। यत् पुनश्चलम्—अनियतम्—अनिश्चलभावि तत् **तन्दुलवैकालिक**प्रकीर्णादि श्रुतमङ्गबाह्यम्। वाशब्दोऽत्रापि भेदकारणान्तरसूचकः। इदमुक्तं भवति—गणधरकृतं, पदत्रयलक्षणतीर्थंकरादेशनिष्पन्नं ध्रुवं च यच्छ्रुतं तदङ्गप्रविष्टमुच्यते, तच्च द्वादशाङ्गीरूपमेव। यत् पुनः स्थविरकृतं मुत्कलार्थाभिधानं चलं च **तदावश्यक**प्रकीर्णादि श्रुतमङ्गबाह्यमिति।"—

કહેવાનું તાત્પર્ય એ છે કે અંગપ્રવિષ્ટ અને અનંગપ્રવિષ્ટ શ્રુતમાં ત્રણ રીતે તફાવત છેઃ—

(અ) ગણધરકૃત શ્રુત 'અંગપ્રવિષ્ટ' છે, જ્યારે સ્થવિરકૃત શ્રુત 'અંગબાહ્ય' છે.

(આ) ત્રણ વાર ગણધરે પૂછવાથી તીર્થંકરે આપેલા આદેશરૂપ—ઉત્તરરૂપ ત્રિપદી ઉપરથી બનાવાયેલું શ્રુત 'અંગપ્રવિષ્ટ' છે, જ્યારે પ્રશ્ન ન પૂછાયો હોવા છતાં તીર્થંકરે કરેલા અર્થના પ્રતિપાદન ઉપરથી રચાયેલું શ્રુત 'અંગબાહ્ય' છે.

(૪) સર્વ તીર્થંકરોના તીર્થમાં નિયત એવું શ્રુત 'અંગપ્રવિષ્ટ' છે, જ્યારે અનિયત શ્રુત 'અંગબાહ્ય' છે.

આનો સારાંશ એ છે કે ગણધરકૃત, ત્રિપદીજન્ય અને ધ્રુવ એવું શ્રુત તે 'અંગપ્રવિષ્ટ'

કહેવાય છે, જ્યારે સ્થવિરકૃત, અપ્રશ્નપૂર્વકના અર્થપ્રતિપાદનથી ઉદ્ભવેલુ અને અનિયત એવુ શ્રુત તે 'અગબાહ્ય' કહેવાય છે

વિસેસાવસ્સયભાસની ૫૫૦મી ગાથાને અનુલક્ષીને શ્રીઆનદસાગરસૂરિએ સિદ્ધચક્ર (વ ૪, અ ૮, પૃ ૧૭૫)મા જે નીચે મુજબનું પ્રતિપાદન કર્યું છે તે હવે અત્ર નોધી લઇશુ, કેમકે એમા કેટલીક વિશેષતા જોવાય છે—

"ગણધર મહારાજે કરેલુ હોય ત અગપ્રવિષ્ટ શ્રુત કહેવાય, એવા गणहरथेरकयं वा ના પાઠને અનુસરી જે અધિકાર લેવાય છે તેમા અગપ્રવિષ્ટ સૂત્રો ગણધર મહારાજનાજ કરેલાં હોય, અર્થાત્ અગપ્રવિષ્ટ એવા અગોની રચના ગણધર મહારાજ સિવાય અન્યની ન હોય એવી રીતે અન્યયોગવ્યવચ્છેદ કરી અર્થ કરવો વ્યાજબી છે,[1] અને તેની જ રીતે સ્થવિરોએ કરેલા જે જે સૂત્રો હોય તે અનગપ્રવિષ્ટ એટલે અગબાહ્યજ હોય એમ નિશ્ચય કરવો અને તેવો નિશ્ચય કરવાથી આવશ્યકસૂત્ર ભગવાન્[2]ગણધરોનું કરેલુ છતા અનગપ્રવિષ્ટ હોય એમ માનવામા કઇ પણ અડચણ આવે નહિ

ગણધર મહારાજાઓએ જે કરેલુ હોય તે બધુ અગપ્રવિષ્ટ હોય એ માન્યતા ભૂલભરેલી છે,[3] પણ અગપ્રવિષ્ટ શાસ્ત્ર ગણધરનાજ કરેલા હોય એ માન્યતા વ્યાજબી છે, અર્થાત્ અગબાહ્ય શ્રુત ગણધર કે અન્ય સ્થવિરકૃત હોય તેમા અડચણ નથી

आएसा मुक्कवागरणो वावि એવુ જે વિશેષઆવશ્યકભાષ્યનું વાક્ય અગપ્રવિષ્ટ અને અગબાહ્ય સૂત્રોના લક્ષણને અગે છે, તેનો પણ શ્રીમલયગિરિજી[4] મહારાજ એવો

---

૧ અત્ર એ પ્રશ્ન ઉઠે છે કે જેમ અગપ્રવિષ્ટ સૂત્રો ગણધર મહારાજનાં જ હોય એવો અર્થ गणहरथेरकयं वा એ પાઠમાથી કરાય છે તો પછી એ જ વિચારસરણી મુજબ અગબાહ્ય સૂત્રો સ્થવિરકૃત જ હોય એવો અર્થ શું ફલિત થતો નથી? અને જો થતો હોય છતાં તેને જતો કરાય તો તે શુ 'અર્ધજરતી' ન્યાયપૂર્વકનુ વર્તન ન ગણાય? આનો ઉત્તર એમ આપી શકાય ખરો કે જેમ અમુક સિદ્ધાત (theorem)નો વ્યુત્ક્રમ (converse) સત્ય ગણાય છે અને અમુકનો નહિ તેમ અત્ર કેમ ન માનવુ? વળી શું અત્ર એવો પણ ઉત્તર સભવે છે કે ગણધરો તો અગપ્રવિષ્ટ તેમ જ અગબાહ્ય બને પ્રકારના શ્રુતની રચના માટે સમર્થ છે, જ્યારે સ્થવિરો તો કેવળ અગબાહ્ય શ્રુતની રચના માટે જ સમર્થ છે એટલે આ પ્રમાણે કેમ કથન ન થઇ શકે?

૨ અહીં 'ગણધરોનુ' એમ જે બહુવચનમાં પ્રયોગ છે તે ઉપરથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે શું વર્ધમાન શાસનનુ આવશ્યકસૂત્ર એક કરતાં વધારે ગણધરે રચ્યુ છે એ દર્શાવવા બહુવચનનો પ્રયોગ કરાયો છે કે અન્યાન્ય શાસનમાં જે જે આવશ્યકસૂત્ર રચાય તેના તેના કર્તા ગણધર હોવાથી બહુવચનનો પ્રયોગ કરાયો છે?

૩ આની સાધારણતા જણાવવી જોઇએ શું આવસ્સયસુત્ત ગણધરકૃત ન સિદ્ધ થઈ શકે એ જ કારણ છે કે બીજુ કોઇ?

૪ વિસેસાવસ્સયભાસ ઉપર શ્રીમલયગિરિની કોઈ ટીકા હોય એમ જણાતુ નથી તો શુ મલધારી શ્રીહેમચદ્રને બદલે ભૂલમા આ નામ લખાયુ છે કે આવસ્સયસુત્તની શ્રીમલયગિરિ વિહિત ટીકા અત્ર પ્રસ્તુત છે કે અન્ય કોઇ સ્થળે શ્રીમલયગિરિસૂરિએ આવો ઉલ્લેખ કર્યો છે એમ જે પ્રશ્ન સભવે છે તેના ઉત્તર માટે ૬૬મુ પૃષ્ઠ જોવુ

અર્થ જણાવે છે કે ઉપન્નેઇ વા વિગેરે ત્રણ નિષદ્યાથી થએલ જે સૂત્રો તે અનંગપ્રવિષ્ટ કહેવાય, બાકી તે ત્રણ નિષદ્યા સિવાય ભગવાન્ ગણધર મહારાજના [૧]પ્રશ્નપૂર્વક કે પ્રશ્ન સિવાય પોતે ભગવાને સ્વતઃ કહેલું કે અન્ય સ્થવિરોના પ્રશ્નોપૂર્વક કહેલું તે બધું મુત્કલકથન કહેવાય અને તેની જે રચના થાય તે બધું અનંગપ્રવિષ્ટ સૂત્ર કહેવાય. આ શ્રી**મલયગિરિજી**નું વચન વિચારતાં **આવશ્યકસૂત્ર** અનંગપ્રવિષ્ટ પણ હોય, અને ગણધર મહારાજનું પણ કરેલું હોય એમ માનવામાં કોઇ જાતની હરકત નથી."

આ પ્રમાણેના વિવિધ ઉલ્લેખો ઉપરથી અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુતની વ્યાખ્યાઓ, એની ઉત્પત્તિની સકારણતા, કર્તૃતા ઇત્યાદિ આપણે જાણી શકીએ છીએ. તેમાં અંગપ્રવિષ્ટ શ્રુતની વ્યાખ્યાઓ નીચે મુજબ છેઃ—

(૧) શ્રુતરૂપ પુરુષના અંગમાં પ્રવેશી અંગરૂપ બનેલું શ્રુત તે અંગપ્રવિષ્ટ છે.

(૨) ગણધરોએ સાક્ષાત્ રચેલું શ્રુત તે અંગપ્રવિષ્ટ છે.

(૩) પ્રશ્નત્રય અને ત્રિપદીરૂપ આદેશ દ્વારા ઉત્પન્ન થયેલું શ્રુત તે અંગપ્રવિષ્ટ છે.

(૪) સર્વ તીર્થંકરોના તીર્થમાં નિયત એવું શ્રુત તે અંગપ્રવિષ્ટ છે.

અંગબાહ્ય શ્રુતની વ્યાખ્યાઓ નીચે મુજબ છેઃ—

(૧) શ્રુતરૂપ પુરુષથી વ્યતિરિક્તપણે રહેલું શ્રુત તે અંગબાહ્ય છે.

(૨) ગણધરના અનંતરવર્તી અને ઉત્તરકાલીન પરમ બુદ્ધિશાળી આચાર્યોએ મંદમતિ શિષ્યોના અનુગ્રહાર્થે રચેલું શ્રુત તે અંગબાહ્ય છે.

(૩) સ્થવિરોએ—શ્રી**ભદ્રબાહુસ્વામી** વગેરે આચાર્યોએ રચેલું શ્રુત તે અંગબાહ્ય છે.

(૪) ગણધરના પ્રશ્ન સિવાય, તીર્થંકરે પ્રતિપાદન કરેલા અર્થને અનુસરીને રચાયેલું શ્રુત તે અંગબાહ્ય છે.

(૫) ગણધર સિવાયના કોઈ સ્થવિરે—મુનિએ પૂછેલા પ્રશ્નના ઉત્તરરૂપે તીર્થંકરે જે પ્રતિપાદન કર્યું હતું તેને અનુસરીને રચાયેલું શ્રુત તે અંગબાહ્ય છે.

(૬) ગણધરનાં વચનોને અવલંબીને પહેલાના સ્થવિરોએ રચેલું શ્રુત અંગબાહ્ય છે

(૭) સર્વ તીર્થંકરોના તીર્થમાં નિયત નહિ એવું શ્રુત તે અંગબાહ્ય છે.

**ઉત્પત્તિની સકારણતા**—જેમ અંગપ્રવિષ્ટ શ્રુતની ઉત્પત્તિમાં નિષદ્યા અને ત્રિપદી કારણભૂત છે, તેમ અંગબાહ્ય શ્રુતની ઉત્પત્તિમાં એમાંથી એકે કારણભૂત નથી. એની ઉત્પત્તિ ત્રણ પ્રકારે સભવે છેઃ (૧) ગણધર સિવાયના અન્ય કોઇએ પ્રશ્ન પૂછ્યો હોય અને તેનો ઉત્તર તીર્થંકરે આપ્યો હોય અને તેને અનુસરીને એની રચના થઈ હોય. (૨) કોઇએ પણ કશો પ્રશ્ન તીર્થંકરને પૂછ્યો ન હોય અને તેમ છતાં તીર્થંકરે જે અર્થપ્રરૂપણા કરી હોય તેને અનુસરીને એની રચના થઈ હોય. (૩; ગણધરનાં વચનોને અનુસરીને એની રચના થઈ હોય.

**કર્તૃતા**—જેમ અંગપ્રવિષ્ટ શ્રુતના કર્તા ગણધર જ છે તેમ અંગબાહ્ય શ્રુતના કર્તા સ્થવિરો જ છે એમ સામાન્ય રીતે વિચાર કરતાં જણાય છે, પરંતુ કેટલાક અમુક અમુક કારણો દર્શાવી **આવસ્સયસુત્ત**ને અંગબાહ્ય માનવા સાથે તે ગણધરકૃત માનવા પ્રેરાય છે.

---

૧ ૬૧માં પૃષ્ઠ ૧૪માં નોંધાયેલા ત્રીજા ઉલ્લેખમાં "गणधरप्रश्नव्यतिरेकेण" એવો પાઠ છે તેનું શું ?

તેમના મત મુજબ અંગબાહ્ય શ્રુતના કર્તા ગણધર કે સ્થવિર પણ હોય **આવસ્સયસુત્તના** કર્તૃત્વને લગતી ચર્ચા આપણે આગળ ઉપર કરીશું હાલ તુરત તો એ વાત નોંધી લઈએ કે અંગપ્રવિષ્ટ શ્રુતમાં દ્વાદશાંગીનો જ સમાવેશ થાય છે, નહિ કે અન્ય કોઈ શાસ્ત્રનો, પછી ભલેને તે **આવસ્સયસુત્ત** હોય આ વાત સર્વ પક્ષકારોને માન્ય છે એટલે હવે આપણે અંગબાહ્ય શ્રુત તરીકે જે જે ગ્રંથો ગણાવાય છે તેના નામો વિચારીશું, પરંતુ તેમ કરવા પૂર્વે દિગંબરોનું અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુતના સંબંધમાં શું કહેવું છે તે નોંધી લઈએ **તત્ત્વાર્થરાજવાર્તિક**ના ૫૨મા પૃષ્ઠમાં કહ્યું છે કે "अङ्गप्रविष्टमाचारादिद्वादशभेदं बुद्ध्यतिशयर्द्धियुक्तगणधरानुस्मृतग्रन्थरचनम्" અને એના ૫૪મા પૃષ્ઠમાં કહ્યું છે કે "[1]आरातीयाचार्यकृताङ्गार्थप्रत्यासन्नरूपमङ्गबाह्यं तदनेकविधं कालिकोत्कालिकादिविकल्पात्"

**નામકરણની ઉત્પત્તિ**—સાહિત્યના અભ્યાસીથી એ વાત અજાણી હોવા સંભવ નથી કે ખાસ કરીને પ્રાચીન કૃતિઓમાં તે તે કૃતિના નામનો ઉલ્લેખ તેના પ્રણેતાએ ભાગ્યે જ કરેલો જોવાય છે એ નામોલ્લેખનું કાર્ય તો મહત્તા વિવરણકારને હાથે થયેલું હોય એમ જણાય છે જે કૃતિનું વિવરણ કરવું હોય તેનો નામનિર્દેશ કર્યા વિના વિવરણકારને તો ચાલે તેમ નથી વળી કોઈ કારણસર અમુક અમુક કૃતિઓના નામ ગણાવવા હોય કે તેના પ્રકરણાદિની સંખ્યાનો કે તેના નામનો ઉલ્લેખ કરવો હોય ત્યારે તેમ કરનારને હાથે તે તે કૃતિઓનો નામોલ્લેખ થાય એવી રીતે જે કૃતિમાંથી અવતરણ રજુ કરવું હોય તેનો નામોલ્લેખ કર્યા વિના અવતરણકાર માટે અમુક અંશે તો બીજો માર્ગ નથી હા, જો તેઓ उक्तं च કે એવા અર્થસૂચક પદ દ્વારા અવતરણ રજુ કરે તો તેઓ નામોલ્લેખ વિના તેમ કરી શકે આ પ્રમાણે કૃતિના નામકરણ માટે અનેક કારણો જોવાય છે એ તમામ કારણો પૈકી એક યા બીજાને લઈને આગમોના નામો આપણને ઉપલબ્ધ થાય છે

આગમના યાને શ્રુતના અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય એવા જે બે વિભાગો પડયા છે તેમાંથી અંગપ્રવિષ્ટ શ્રુતના બાર પેટાવિભાગોના નામો આપણે પહેલા પ્રકરણ (પૃ ૬)માં વિચારી ગયા આથી અહીં તો હવે અંગબાહ્ય શ્રુતના અવાંતર ભેદો પૈકી [2]કાલિક અને [3]ઉત્કાલિકનો સૌથી પ્રથમ આપણે વિચાર કરીશું અને ત્યાર બાદ બીજા પણ આગમોની નોંધ લઈશું

કાલિક શ્રુત અને ઉત્કાલિક શ્રુત તરીકે જે ગ્રંથો ગણાવાયા છે તેની નામાવલી રજુ કરવા પૂર્વે શાસ્ત્રોમાં એના જે લક્ષણો આપેલાં છે તે જોઈ લઈએ શ્વેતામ્બરીય સાહિત્ય પૈકી **નંદીસુત્તની શ્રીમલયગિરિસૂરિની** વૃત્તિ (પત્ર ૨૦૪ અ) આ સંબંધના નીચે મુજબ પ્રકાશ પાડે છે —

---

૧ આ 'આરાતીય' શબ્દ નજીક તેમ જ દૂર એમ બંને અર્થ સૂચવે છે તો અત્ર એ બંને અર્થ કરવા કે કેમ તે જાણવું બાકી રહે છે

૨–૩ **નંદીસુત્ત** (સૂ ૪૪)માં શ્રુતના ભેદો ગણાવતાં 'કાલિઅ'ને પ્રથમ ગણાવી 'ઉક્કાલિઅ'ને પછી ગણાવેલ છે, છતાં એ પ્રત્યેકના પ્રકારો ગણાવતી વેળા પ્રથમ ઉક્કાલિઅના અને પછી 'કાલિઅ'ના ગણાવેલા છે એનું શું કારણ હશે? એનો ઉત્તર એની ટીકા (પત્ર ૨૦૪ અ)માં શ્રીમલયગિરિસૂરિએ 'અલ્પવક્તવ્યત્વ' એમ આપેલો છે

"यद् दिवसनिशाप्रथमपश्चिमपौरुषीद्वय एव पठ्यते तत् कालिकं, कालेन निर्वृत्तं कालिकमिति व्युत्पत्तेः, यत् पुनः कालवेलावर्जं पठ्यते तदुत्कालिकं, आह च चूर्णिकृत्–"तत्थ कालियं जं दिणराई(ए)ण पढमचरमपोरिसीसु पढिज्जइ । जं पुण कालवेलावज्जं पढिज्जइ तं उक्कालियं" त्ति ।"

**પક્ખિયસુત્ત**ના શ્રી**યશોભદ્ર**પ્રણીત વિવરણમાં એ જ હકીકત છે. પ્રસ્તુત ઉલ્લેખ નીચે પ્રમાણે છે:—

"यदिह दिवसनिशाप्रथमपश्चिमपौरुषीद्वय एवास्वाध्यायिकाभावे पठ्यते तत् कालेन निर्वृत्तं कालिकं, यत् पुनः कालवेलाचतुष्टयवर्जमस्वाध्यायिकवर्ज्यं पठ्यते तदुत्कालिकम् ।"

દિગંબરો પણ શ્રુતના કાલિક અને ઉત્કાલિક એવા બે ભેદો માને છે. **તત્ત્વાર્થરાજવાર્તિક** (પૃ. ૫૪)માં એ સંબંધમાં કહ્યું છે કે—

"स्वाध्यायकाले नियतकालं कालिकं अनियतकालमुत्कालिकम् ।"

**કાલિક શ્રુત—નંદીસુત્ત**માં કાલિક શ્રુત તરીકે નીચે મુજબના ૩૧ ગ્રંથોનો ઉલ્લેખ જોવાય છે:—

(૧) [1]**ઉત્તરજ્ઝયણ**, (૨) **દસા**, (૩) **કપ્પ**, (૪) **વવહાર**, (૫) **નિસીહ**, (૬) **મહાનિસીહ**, (૭) **ઇસિભાસિય**, (૮) **જંબૂદીવપણ્ણત્તિ**, (૯) **દીવસાગરપણ્ણત્તિ** (૧૦) **ચંદપણ્ણત્તિ**, (૧૧) **ખુડ્ડિઆવિમાણપવિભત્તિ**, (૧૨) **મહલ્લિઆવિમાણપવિભત્તિ**, (૧૩) **અંગચૂલિઆ**, (૧૪) **વગ્ગચૂલિઆ**, (૧૫) **વિવાહચૂલિઆ**, (૧૬) **અરુણોવવાઅ**, (૧૭) **વરુણોવવાઅ**, (૧૮) **ગરુલોવવાઅ**, (૧૯) **ધરણોવવાઅ**, (૨૦) **વેસમણોવવાઅ**, (૨૧) **વેલંધરોવવાઅ**, (૨૨) **દેવિંદોવવાઅ**, (૨૩) **ઉટ્ઠાણસુઅ**, (૨૪) **સમુટ્ઠાણસુઅ**, (૨૫) **નાગપરિઆવણિઆ**, (૨૬) **નિરયાવલિયા**, (૨૭) **કપ્પિઆ**, (૨૮) **કપ્પવડિંસિઆ**, (૨૯) **પુપ્ફિઆ**, (૩૦) **પુપ્ફચૂલિઆ** અને (૩૧) **વણ્હીદસા**.

**ઉત્કાલિક શ્રુત—નંદીસુત્ત**માં ઉત્કાલિક શ્રુત તરીકે નીચે મુજબના ૨૯ ગ્રંથોનો નિર્દેશ જોવાય છે:—

(૧) [2]**દસવેઆલિઅ**, (૨) **કપ્પિઆકપ્પિઅ**, (૩) **ચુલ્લકપ્પસુઅ**, (૪) **મહાકપ્પસુઅ**, (૫) **ઉવવાઇઅ**, (૬) **રાયપસેણિઅ**, (૭) **જીવાભિગમ**, (૮) **પણ્ણવણા**, (૯) **મહાપણ્ણવણા**, (૧૦) **પમાયપ્પમાય**, (૧૧) **નંદી**, (૧૨) **અણુઓગદાર**, (૧૩) **દેવિંદત્થઅ**, (૧૪) **તંદુલવેઆલિઅ**, (૧૫) **ચંદાવિજ્ઝય**, (૧૬) **સૂરપણ્ણત્તિ**, (૧૭) **પોરિસિમંડલ**, (૧૮) **મંડલપવેસ**, (૧૯) **વિજ્જાચરણવિણિચ્છિઅ**, (૨૦) **ગણિવિજ્જા**, (૨૧) **ઝાણવિભત્તિ**, (૨૨) **મરણવિભત્તિ**, (૨૩) **આયવિસોહિ**, (૨૪) **વીયરાગસુઅ**, (૨૫) **સંલેહણાસુઅ**, (૨૬) **વિહારકપ્પ**, (૨૭) **ચરણવિહિ**, (૨૮) **આઉરપચ્ચક્ખાણ** અને (૨૯) **મહાપચ્ચક્ખાણ**.

**પક્ખિયસુત્ત**ની મુદ્રિત આવૃત્તિના ૬૬ મા પત્રમાં કાલિક શ્રુત તરીકે ૩૭ ગ્રંથોનો નિર્દેશ છે તેમાં **ધરણોવવાઅ**નો ઉલ્લેખ નથી. વિશેષમાં **સૂરપણ્ણત્તિ**, **વણ્હિઅ**, **આસી**

૧-૨ આ બંને ગ્રંથો મૂલસૂત્ર ગણાય છે. એવી રીતે **આવસ્સયસુત્ત** પણ મૂલસૂત્ર ગણાય છે

વિસભાનણ, દિટ્ઠિવિસભાવણ, ચારણભાવણ, મહાસુમિણભાવણ અને તેયગ્ગનિસગ્ગ એટલા અધિક ગ્રંથોનો નિર્દેશ છે એવી રીતે આ પક્ખિયસુત્તના ૬૬મા પત્રમા ઉત્કાલિક શ્રુત તરીકે નન્દીસુત્તમા એ શ્રુતના ગ્રંથો તરીકે ગણાવેલા તમામ ગ્રંથો નથી કિન્તુ સૂરપણ્ણત્તિ સિવાયના બાકીનાનો એટલે કે ૨૮નો નિર્દેશ છે આથી એ ફલિત થાય છે કે સૂરપણ્ણત્તિને કેટલાક કાલિક શ્રુત ગણે છે તો કેટલાક એને ઉત્કાલિક શ્રુત ગણે છે વિશેષમા પક્ખિયસુત્તમા આપેલા કાલિક અને ઉત્કાલિક શ્રુતના ગ્રંથોના ક્રમમા અને નન્દીસુત્તમા આપેલા એ ગ્રંથોના ક્રમમા કઇક ફેરફાર જોવાય છે

"જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ" (પૃ ૪૨)મા ઉત્કાલિક શ્રુત આશ્રીને એવો ઉલ્લેખ છે કે "અન્યત્ર કે અન્ય પ્રતમા **નિરયવિસોહિ, મરણવિસોહિ અને આયવિભત્તિ (નરકવિશુદ્ધિ, મરણવિશુદ્ધિ અને આત્મવિભક્તિ)** એ ત્રણ વધુ છે એટલે ૩૨ થાય છે"

આ ઉપરથી એ જોઇ શકાય છે કે કાલિક શ્રુત તરીકે ૩૧ તેમ જ ૩૭ ગ્રંથોનો નિર્દેશ જોવાય છે, જ્યારે ઉત્કાલિક શ્રુત તરીકે ૨૮, ૨૯, તેમ જ ૩૨ ગ્રંથોનો પણ નિર્દેશ જોવાય છે અત્ર 'ગ્રંથ' શબ્દ સામાન્ય અર્થમા હૂં વાપરુ છુ એથી સપૂર્ણ જ કૃતિ સમજવાની છે એમ નહિ, કેમકે કેટલીક વાર અધ્યયનને–પ્રકરણને અગે પણ એ શબ્દ સભવે છે

**અવશિષ્ટ અગબાહ્ય શ્રુતનો નિર્દેશ**—કાલિક અને ઉત્કાલિક શ્રુતમા ઉપર ગણાવાયેલા ગ્રંથો ઉપરાત બીજા પણ અનેક ગ્રંથોનો સમાવેશ થાય છે આ સબધમા વર્તમાન ચોવીસીને આશ્રીને નન્દીસુત્ત (સૂ ૪૪)માનો નીચે મુજબનો ઉલ્લેખ આપણે અત્ર વિચારીશુ —

'एवमाइयाइं चउरासीइं पइन्नगसहस्साइं भगवओ अरहओ उसहसामिस्स आइतित्थयरस्स, तहा संखिज्जाइं पइन्नगसहस्साइं मज्झिमगाणं जिणवराणं, चोद्दसपइन्नगसहस्साणि भगवओ वद्धमाणसामिस्स, अहवा जस्स जत्तिआ सीसा उप्पत्तिआए वेणइयाए कम्मियाए पारिणामियाए चउव्विहाए बुद्धीए उववेआ तस्स तत्तिआइं पइण्णगसहस्साइं पत्तेअबुद्धा वि तत्तिआ चेव"

આ સૂત્રની ચુણ્ણિ (પત્ર ૫૦)માની નીચે મુજબની પક્તિ નોંધી લઇ આપણે આનો વિચાર કરીશુ —

'भगवतो उसभस्स चउरासीइसमणसाहस्सीतो होत्था, पइण्णगज्झयणा वि सव्वे कालिय उक्कालिया चउरासीइसहस्सा, कथं? जतो ते चउरासीइसमणसहस्सा अरिहंतमग्गउवदिट्ठे जं सुत्तमणुसरेत्ता किंचि णिज्जूहंति ते सव्वे पइण्णगा, अहवा सुत्तमणुसरतो अप्पणो वयणकोसल्लेण जं धम्मदेसणादिसु भासतो तं सव्वं पइण्णगं, जम्हा अणंतगमपज्जवं सुत्तं दिट्ठं, तं च वयणं णियमा अण्णयरगमाणुसारी भवति, तम्हा तं पइण्णगं, एवं चउरासीइपइण्णगसहस्सा भवतीत्यर्थः अहवा 'संखिज्जा सिस्सा' इत्यादि सव्वं, इह सुत्ते अपरिमाणा पइण्णगा, पइण्णगसामिअपरिमाणत्तणतो, किंच इह सुत्ते पत्ते बुद्धपणीयपइण्णगे भाणियव्वं, कम्हा? जम्हा पइण्णगपरिमाणेण चेव पत्तेयबुद्धपरिमाणं करइ त्ति भणिते पत्तेयबुद्धा वेतिया चेव त्ति, चोदक आह–णणु पत्तेयबुद्धा सिस्सभावो य विरुज्झए आचार्य आह–तित्थगरपणीयसासणपडिवण्णत्तणतो तस्स सीसो भवतीत्यर्थ ।'

આ ઉપરથી જણાય છે કે કાલિઅ અને ઉક્કાલિઅ એ બે ભેદવાળાં પઇણ્ણગ (પ્રકીર્ણક)-રૂપ અજ્ઝયણોને અંગબાહ્ય શ્રુતમાં અંતર્ભાવ કરાય છે શ્રીઋષભદેવને આશ્રીને પઇણ્ણગની સંખ્યા [1]૮૪૦૦૦ની, એમના પછીના ૨૨ તીર્થંકરોને આશ્રીને સંખ્યાત અને શ્રીમહાવીર-સ્વામીને આશ્રીને ૧૪૦૦૦ની છે. આ સંબંધમાં એ મતાંતર છે કે જે તીર્થંકરના જેટલા શિષ્યો એ તીર્થમાં ઔત્પત્તિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી એમ [2]આ ચાર પ્રકારની બુદ્ધિથી અલંકૃત હોય તેટલા હજાર પઇણ્ણગ હોય છે અને પ્રત્યેકબુદ્ધ પણ તેટલા હોય છે. વિશેષમાં પઇણ્ણગની વિવિધ વ્યાખ્યાઓ નીચે મુજબ જોવાય છે:—

(૧) અરિહંતે ઉપદેશેલા એવા શ્રુતને અનુસરીને એમના શ્રમણો જે જે રચે તે બધું 'પઇણ્ણગ' કહેવાય છે.

(૨) શ્રુતને અનુસરીને પોતાના વચનની કુશળતાથી ધર્મદેશના વગેરે પ્રસંગે ગ્રન્થરૂપે શ્રમણો જે બોલે તે બધું 'પઇણ્ણગ' કહેવાય છે.

(૩ ચાર પ્રકારની બુદ્ધિના ધારક શિષ્યો (પછી તેઓ અરિહંતના સમકાલીન હો કે ઉત્તરકાલીન હો) જે રચે તે 'પઇણ્ણગ' કહેવાય છે.

(૪) ઉત્તમ સૂત્ર રચી શકનારા મુનિવરો (સમકાલીન હો અથવા ઉત્તરકાલીન હો) જે રચે તે 'પઇણ્ણગ' કહેવાય છે.

(૫) [3]પ્રત્યેકબુદ્ધે જે રચ્યું હોય તે 'પઇણ્ણગ' કહેવાય છે

આ પ્રમાણેના કાલિક અને ઉત્કાલિક શ્રુત તરીકે જે ગ્રન્થો અત્ર ગણાવાયા છે તેમાં **આયાર** વગેરે ૧૧ અંગોનો નામનિર્દેશ નથી એ જોઇને કોઇને પ્રશ્ન ઉદ્ભવે કે આપણે ૪૩મા પૃષ્ઠમાં **વિઆહપણ્ણત્તિ**ના ૬૭૭મા સૂત્રગત કાલિયસુત્તની ટીકામાં એનો અર્થ ૧૧ અંગ કરાયો છે તે નોંધી ગયા તેનું શું? વળી **વિસેસાવસ્સયભાસ**ની ૨૨૯૪મી ગાથાની વૃત્તિમાં મલધારી શ્રીહેમચન્દ્રસૂરિએ નીચે મુજબ કહ્યું છે તેનું કેમ?

"इहैकादशाङ्गरूपं सर्वमपि श्रुतं कालग्रहणादिविधिनाऽधीयत इति कालिकमुच्यते। तत्र प्रायश्च ण-करणे एव प्रतिपाद्येते। अत आर्यरक्षितसूरिभिस्तत्र चरणकरणानुयोग एव कर्तव्यतयाऽनुज्ञातः, न तु सन्तोऽपि शेषा धर्मकथाद्यनुयोगास्त्रय इति, अतोऽनुयोग-तद्वतोरभेदोपचारात् कालिक-श्रुतं प्रथमश्चरणकरणानुयोगो व्यपदिश्यते।"

વિશેષમાં **નંદીસુત્ત** (સૂ. ૪૪)ની [4]ચુણ્ણિમાં તેમ જ એની શ્રીમલયગિરિસૂરિકૃત

---

૧ કેટલાકનું કહેવું એ છે કે આ સંખ્યા શ્રીઋષભદેવના પ્રધાન સૂત્ર રચવામાં સમર્થ એવા શ્રમણોની સંખ્યા પૂરી પાડે છે; બાકી સામાન્ય શ્રમણો તો એથી પણ વિશેષ હતા. કેટલાક એમ કહે છે કે શ્રીઋષભદેવના જીવનકાલ દરમ્યાનના શ્રમણોની આ સંખ્યા નથી, કિન્તુ એમના સમસ્ત તીર્થમાં જે ઉપર્યુક્ત વિશિષ્ટ શક્તિશાળી શ્રમણો થયા તેની આ સંખ્યા છે.

૨ ચાર પ્રકારની બુદ્ધિના વિસ્તૃત વર્ણન માટે જુઓ **આર્હતદર્શનદીપિકા** (પૃ. ૨૧૭-૨૨૫).

૩ આ તીર્થંકરના સાક્ષાત્ શિષ્ય ન હોય એ બનવાજોગ છે, પરંતુ એમણે ઉપદેશેલા શાસનને તેમણે સ્વીકારેલું હોવાથી એ રીતે તેઓ એમના શિષ્ય ગણાય.

૪ આ ચુણ્ણિના ૪૬મા અને ૪૭મા પત્રમાંની એને લગતી પંક્તિ નીચે મુજબ છે:—

"गमबहुलत्तणतो गमितं तस्स लक्खणं-आदिमज्झावसाणे वा किंचि विसेसजुत्तं सुत्तं

વૃત્તિમાં ગમિક અને અગમિક શ્રુત સમજાવતાં ગમિક શ્રુત તરીકે દિટ્ઠિવાયનો અને અગમિક શ્રુત તરીકે **આયાર** આદિનો ઉલ્લેખ કરતાં આયારંગ વગેરેને કાલિયસુત્ત કહ્યું છે તેનું કેમ?

આનો ઉત્તર એમ સંભવે છે કે કાલિયસુય (ગમિક શ્રુત) ગ્રન્થના બે અર્થો થાય છે પહેલો અર્થ ઉત્કાલિક શ્રુત સાથે સંબંધ ધરાવે છે, જ્યારે બીજો અર્થ એનાથી નિરપેક્ષ છે પહેલા અર્થમાં અત્ર એ પ્રશ્ન પણ નોંધી લઈએ કે દિટ્ઠિવાયનું અધ્યયન પણ કાલગ્રહણપૂર્વકનું હોય એમ જણાય છે તો પછી એના બીજા અર્થસૂચક કાલિયસુત્તમાં એનો અંતર્ભાવ કરાય કે નહિ અને એ કરાતો હોય તો **વિઆહપણ્ણત્તિ**ના ૬૭૭મા સૂત્રમાં તેમ કેમ કરાયું નથી?

**૪૫ આગમો**— **શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત વિયારલેસ** કે જેને **વિચારસારપ્રકરણ** તરીકે ઓળખવાય છે તેની ૩૪૪મીથી ૩૫૧મી ગાથામાં સાંપ્રતિક ૪૫ આગમોનો ઉલ્લેખ છે તેમાં પહેલી બે ગાથામાં ૧૧ અંગોનો નામોલ્લેખ છે અને એની પછીની ગાથામાં પ્રત્યેક અંગનું પ્રમાણ (પરિમાણ) છે ત્યાર પછીની ગાથામાં નીચે મુજબના ૩૪ ગ્રંથોનો નામ-નિર્દેશ છે —

**(૧) ઓવવાઇ, (૨) રાયપસેણીય, (૩) જીવાભિગમ, (૪) પન્નવણા, (૫) ચંદપન્નત્તિ, (૬) સૂરપન્નત્તિ, (૭) જંબુદ્દીવપન્નત્તિ, (૮) નિરયાવલિયા, (૯) કપ્પિય, (૧૦) પુપ્ફિય, (૧૧) પુપ્ફચૂલિઆ, (૧૨) વણ્હિદસા, (૧૩) દીવસાગર-પન્નત્તિ, (૧૪) કપ્પ, (૧૫) નિસીહ, (૧૬) દસાસુય, (૧૭) વવહાર (૧૮) ઉત્તર-જ્ઝયણસુત્ત, (૧૯) રિસિભાસિય, (૨૦) દસયાલિય, (૨૧) આવસ્સય, (૨૨) તંદુલવેયાલિયયા, (૨૩) ચંદાવિજ્ઝય, (૨૪) ગણિવિજ્જા, (૨૫) નિરયવિભત્તિ, (૨૬) આઉરપચ્ચક્ખાણ, (૨૭) ગણહરવલય, (૨૮) દેવિંદનરિંદા, (૨૯) મરણભત્તિ, (૩૦) આણભત્તિ, (૩૧) પક્ખિય, (૩૨) નંદી, (૩૩) અણુઓગદાર અને (૩૪) દેવિંદસ થવણ.**

આ પ્રમાણેના નામો રજૂ કરતી વેળા **પુપ્ફચૂલિઆ** સાથે 'ઉવંગ' શબ્દ વપરાયેલો છે વળી **દીવસાગરપન્નત્તિ** નામની પછી 'મયવિસેસેણ' એવો ઉલ્લેખ છે એ ઉપરથી ફલિત થાય છે કે ઓવવાઇથી માંડીને તે **પુપ્ફચૂલિઆ** સુધીના ૧૧ ઉપાંગો ઉપરાંત બારમા તરીકે વણ્હિદસા કે દીવસાગરપણ્ણત્તિનો ઉલ્લેખ કરાય છે, એટલે કે બાર ઉપાંગોની ગણના પરત્વે મતભેદ છે **આવસ્સય** પછી 'અંગબજ્ઝાઇ' અને **આઉરપચ્ચક્ખાણ** પછી 'પઇણ્ણા' શબ્દ વપરાયેલા છે વિશેષમાં ૩૫૧મી ગાથામાં 'ઉદ્ધારા' શબ્દ પછી **પંચકપ્પ, જિયકપ્પ,** [1]**પિંડનિજ્જુત્તિ** અને [2]**ઓહનિજ્જુત્તિ**નો નિર્દેશ છે

**વવહારસુત્ત**ના દસમા ઉદ્દેશકના અંતમાં કયું શાસ્ત્ર ક્યારે ભણાય તેનો [3]ઉલ્લેખ કરાતી વેળા નીચે મુજબના ૨૭ આગમોનો–અધ્યયનોનો ત્યાં નિર્દેશ કરાયેલો છે —

---

दुगादिसतरगतो पढिज्जमाण गमित मण्णति, त च एवविह वदसग्ग **दिट्ठिवाए**, अगोणगतगमि पाणठित पढिज्जइ त अगमित, त च प्रायसो **आयारादिक**लियसुत "

૧-૨ આ બંનેમાંથી ગમે તે એકને ચોથા મૂલસૂત્ર તરીકે ઓળખાવાય છે

૩ આ માટે જુઓ સાતમું પ્રકરણ

(૧) [૧]આયારપકપ્પ, (૨) સૂયગડ, (૩) [૨]દસા, (૪) કપ્પ, (૫) વવહાર, (૬) ઠાણ (૭) સમવાય, (૮) વિવાહ, (૯) ખુડ્ડિયાવિમાણપવિભત્તિ, (૧૦) મહલ્લિયાવિમાણપવિભત્તિ (૧૧) અંગચૂલિયા, (૧૨) વગ્ગચૂલિયા, (૧૩) વિવાહચૂલિયા, (૧૪) અરુણોવવાય, (૧૫) ગરુલોવવાય, (૧૬) ધરણોવવાય, (૧૭) વેસમણોવવાય, (૧૮) વેલંધરોવવાય, (૧૯) [૩]ઉટ્ઠાણપરિયાવણિય, (૨૦) સમુટ્ઠાણસુય, (૨૧) દેવિંદોવવાય, (૨૨) નાગપરિયાવણિય, (૨૩) [૪]સુમિણભાવણા, (૨૪) ચારણભાવણા, (૨૫) આસીવિસભાવણા, (૨૬) દિટ્ઠિવિસભાવણા અને (૨૭) દિટ્ઠિવાય.

ઠાણ (સૂ. ૩૯૯)ની શ્રીઅભયદેવસૂરિકૃત ટીકામાં કયું આગમ-કયું અધ્યયન ક્યારે ભણાય તે પરત્વે [૫]આઠ પદ્યો અવતરણરૂપે અપાયેલાં છે.[૬] તેમાં ત્રણથી માંડીને તેર વર્ષના

---

૧ આનું બીજું નામ નિસીહ છે. ૨ આનું બીજું નામ આયારદસા છે.

૩ કાલિક શ્રુત તરીકે જે ઉટ્ઠાણસુયનો નિર્દેશ ૬૬મા પૃષ્ઠમાં કરાયો છે તેથી આ ભિન્ન છે કે અભિન્ન તે જાણવું બાકી રહે છે.

૪ આનો ઉલ્લેખ ૬૬મા પૃષ્ઠમાં ગણાવેલ કાલિક શ્રુત અને ઉત્કાલિક શ્રુતના ગ્રંથોમાં જોવાતો નથી. તો એનો એ બેમાંથી એકમાં અંતર્ભાવ થાય છે કે નહિ? એના પછીના ત્રણ ગ્રંથોને તો પક્ખિયસુત્તમાં કાલિક શ્રુત તરીકે ગણાવાયેલા છે.

૫ "कालक्कमेण पत्तं संवच्छरमाइणा उ जं जंमि।
तं तंमि चेव धीरो वाएज्जा सो य कालोऽयं ॥१॥
तिवरिसपरियागस्स उ आयारपकप्पनाममज्झयणं।
चउवरिसस्स य सम्मं सूयगडं नाम अंगति ॥२॥
दसकप्पववहारा संवच्छरपणगदिक्खियस्सेव।
ठाणं समवाओऽविय अंगे ते अट्ठवासस्स ॥३॥
दसवासस्स विवाहो एक्कारसवासयस्स य इमे उ।
खुड्डियविमाणमाई अज्झयणा पंच नायव्वा ॥४॥
बारसवासस्स तहा अरुणुववायाइ पंच अज्झयणा।
तेरसवासस्स तहा उट्ठाणसुयाइया चउरो ॥५॥
चोद्दसवासस्स तहा आसीविसभावणं जिणा बिंति।
पन्नरसवासगस्स दिट्ठीविसभावणं तहय ॥६॥
सोलसवासाईसु य एक्कोत्तरवुड्ढिएसु जहसंखं।
चारणभावण-महासुविणभावणा-तेयगनिसग्गा ॥७॥
एगूणवीसवासगस्स उ दिट्ठिवाओ दुवालसममंगं।
संपुण्णवीसवरिसो अणुवाई सव्वसुत्तस्स ॥८॥"

૬ આ પૈકી બીજું પદ્ય તેમ જ ત્રીજું પદ્ય ઠાણની ટીકાના દ્વિતીય પત્રના પ્રારંભમાં પણ શ્રીઅભયદેવસૂરિએ અવતરણરૂપે આપ્યાં છે. વિશેષમાં જંબુદ્દીવપણ્ણત્તિની શ્રીશાન્તિચન્દ્ર વાચકે રચેલી વૃત્તિ નામે પ્રમેયરત્નમંજૂષા (પત્ર ૩ આ)માં જંબુદ્દીવપણ્ણત્તિના ફયોગનો અવસર

પર્યાયવાળા સુધીના તેમ જ ૧૯ અને ૨૦ વર્ષના પર્યાયવાળાના અભ્યાસ માટે ઉપર્યુક્ત કથન સાથે એકતા જોવાય છે એ સિવાયના પર્યાયવાળા માટે ભિન્નતા જોવાય છે જેમકે ૧૪ વર્ષના, ૧૫ વર્ષના, ૧૬ વર્ષના, ૧૭ વર્ષના અને ૧૮ વર્ષના પર્યાયવાળા માટે ત્યાં અનુક્રમે આસીવિસભાવણ, દિટ્ઠીવિસભાવણ, ચારણભાવણ, મહાસુમિણભાવણ અને તેયગનિસગ્ગનો નિર્દેશ કરાયેલો છે આ પાંચેનો પક્ખિયસુત્તમાં કાલિક શ્રુત તરીકે ઉલ્લેખ છે

ઠાણ (સ્થા ૧૦, સૂ ૭૫૫)મા નીચે મુજબ દસ દસાના નામો અપાયા છે —

(૧) કમ્મવિવાગદસા, (૨) ઉવાસગદસા, (૩) અંતગડદસા, (૪) અણુત્તરોવવાયદસા, (૫) આયારદસા, (૬) પણ્હાવાગરણદસા, (૭) બંધદસા, (૮) દોગિદ્ધિદસા, (૯) દીહદસા અને (૧૦) સંખેવિતદસા.

આ દસે દસાઓના દસ દસ અજ્ઝયણ (અધ્યયન) છે એનાં નામો પણ આ જ સૂત્રમાં અપાયેલાં છે[2] એની ટીકા (પત્ર ૫૦૬ આ–૫૧૩ આ)માં શ્રીઅભયદેવસૂરિએ આ

---

વિચારતાં ઉપર્યુક્ત પદ્યો પૈકી પ્રથમ સિવાયના તમામ અવતરણરૂપે રજૂ કરવામાં આવ્યાં છે, જો કે એમાં કોઇ કોઇ ઠેકાણે પાઠભેદ જોવાય છે, પરંતુ તે અંગોના નામ સાથે સબંધ ધરાતા નથી

૧-૨ આનો પ્રસ્તુત ભાગ નીચે મુજબ છે —

"દસ દસાઓ પ૦ તં૦-कम्मविवागदसाओ उवासगदसाओ अंतगडदसाओ अणुत्तरोववायदसाओ आयारदसाओ पण्हावागरणदसाओ बंधदसाओ दोगिद्धिदसाओ दीहदसाओ संखेवितदसाओ।

कम्मविवागदसाण दस अज्झयणा प० तं०—

मियापुत्ते १ त गोत्तासे २ अंडे ३ सगडेति यावरे ४।
माहणे ५ णंदिसेणे ६ त सोरिय त्ति ७ उदुंबरे ८॥
सहसुद्दाहे आमरते ९ कुमारे लेच्छती १० इति।

उवासगदसाण दस अज्झयणा प० तं०—

आणंदे १ कामदेवे २ अ गाहावति चूलणीपिता ३।
सुरादेवे ४ चुल्लसतते ५ गहावति कुंडकोलिए ६॥
सद्दालपुत्ते ७ महासतते ८ णंदिणीपिया ९ सालतियापिता १०।

अंतगडदसाण दस अज्झयणा प० तं०—

णमि १ मातंग २ सोमिले ३ रामगुत्ते सुदंसणे ४ ५ चेव।
जमाली ६ त भगाली ७ त किंकमे ८ पल्लतेतिय ९॥
फाले अंबडपुत्ते १० त एमेते दस आहिता।

अणुत्तरोववातियदसाणं दस अज्झयणा प० तं०—

इसिदासे १ य धण्णे २ त सुणक्खत्ते ३ य कातिते ४ [तिय]।
संठाणे ५ सालिभद्दे ६ त आणंदे ७ तेतली ८ तित।
दसण्णभद्दे ९ अतिमुत्ते १० एमेते दस आहिता।

आयारदसाण दस अज्झयणा १० तं० वीसं असमाहिठाणा १ एगवीसं सबला २ तेत्तीसं

દસાઓ અને એનાં અજ્ઝયણોનો પરિચય આપ્યો છેઃ **કમ્મવિવાગદસા** એ વિપાક-**શ્રુત** નામના ૧૧મા અંગનો પ્રથમ [1]શ્રુતસ્કંધ છે **ઉવાસગદસા** એ ૭મું અંગ છે. ૮મા અંગના પ્રથમ વર્ગમાં દસ અધ્યયનો છે એટલે એ સંખ્યા વડે ઉપલક્ષિત ગ્રંથને પણ **અંતગડદસા** કહેવામાં આવે છે એટલે અહીં દર્શાવેલ **અંતગડદસા** તે ૮મું અંગ છે. **અણુત્તરોવવાયદસા** એ ૯મું અંગ છે. **આયારદસા** એ **દશાશ્રુતસ્કન્ધ** તરીકે રૂઢ થયેલો–ઓળખાવાતો ગ્રન્થ છે. **પણ્હાવાગરણદસા** એ ૧૦મું અંગ છે. બાકીની દસાઓ અમને માલૂમ નથી એમ તેઓ કહે છે છતાં એનાં અજ્ઝયણોનો તો કંઇક પરિચય આપે છે.

તેઓ **કમ્મવિવાગદસા**ના અજ્ઝયણનું સ્વરૂપ સમજાવતાં કહે છે કે **ગોત્તાસ** (ગોત્રાસ) એટલે ઉજ્ઝિતક **અધ્યયન, અંડ** એટલે **અભગ્નસેન** અ૦, **સહસુદાર** એટલે **દેવદત્તા** અ૦, અને લેચ્છઇ એટલે **અજજુ** અ૦ છે. **સોરિય** અ૦ તે **વિપાકશ્રુત**માં આઠમા અ૦ તરીકે અપાયેલું છે એમ તેઓ સૂચવે છે એટલે કે અત્ર ક્રમભેદ છે.

**અંતગડદસા**નાં અધ્યયનોનો પરિચય આપતાં તેઓ કહે છે કે **નમિ**થી માંડીને **અંબડ-પુત્ત** સુધીનાં નામો **અંતકૃદ્દશાંગ**ના પ્રથમ વર્ગમાંના અધ્યયનસંગ્રહમાં ઉપલબ્ધ નથી. ત્યા તો બીજાં જ નામો છે એટલે એ નામો વાચનાંતરને આભારી હોય એમ સંભાવના કરીએ છીએ.

**અણુત્તરોવવાયદસા**નાં અહીં આપેલાં અધ્યયનોમાંથી કેટલાંકની જ, નહિ કે બધાંની સમાનતા **અનુત્તરોપપાતિકદશા**ના ત્રણ વર્ગો પૈકી બીજા વર્ગનાં અધ્યયનો

---

आसायणतो २ अट्ठविहा गणिसंपया ४ दस चित्तसमाहिट्ठाणा ५ एगारस उवासगपडिमातो ६ बारस भिक्खुपडिमातो ७ पज्जोसवणाकप्पो ८ तीसं मोहणिज्जट्ठाणा ९ आजाइट्ठाणं १०।

**पण्हावागरणदसाणं** दस अज्झयणा पं० तं०—उवमा १ संखा २ इसिभासियाइं ३ आयरियभासिताइं ४ महावीरभासिआइं ५ खोमगपसिणाइं ६ कोमलपसिणाइं ७ अद्दागपसिणाइं ८ अंगुट्ठपसिणाइं ९ बाहुपसिणाइं १०।

**बंधदसाणं** दस अज्झयणा पं० तं०—बंधे १ मोक्खे २ य देवद्धि ३ दसारमंडलेवि त ४ आयरियविप्पडिवत्ती ५ उवज्झातविप्पडिवत्ती ६ भावणा ७ विमुत्ती ८ सातो ९ कम्मे १०।

**दोगेहिद्दसाणं** दस अज्झायणा पं० तं०—वाते १ विवाते २ उववाते ३ सुक्खित्ते ४ कसिणे ५ बायालीस सुमिणे ४ तीसं महासुमिणा ६ बावत्तरिं सव्वसुमिणा ७ हारे ८ रामे गुत्ते १० एमेते दस आहिता।

**दीहदसाणं** दस अज्झयणा प० तं०—चंदे १ सूरे २ सुक्के ३ त सिरिदेवी ४ पभावती ५ दीवसमुद्दोववत्ती ६ बहूपुत्ती ७ मंदरेति त थेरे संभूतविजते ८ थेरे पम्ह ९ ऊसासनीसासे १०।

**संखेवितदसाणं** दस अज्झयणा पं० तं०— खुड्डियाविमाणपविभत्ती १ महल्लियाविमाण-पविभत्ती २ अंगचूलिया ३ वग्गचूलिया ४ विवाहचूलिया ५ अरुणोववाते ६ वरुणोववाए ७ गरुलोववाते ८ वेलंधरोववाते ९ वेसमणोववाते १०।"

[1] બીજો શ્રુતસ્કંધ પણ દસ અધ્યયન રૂપ છે તો પછી એનો અત્ર કેમ ઉલ્લેખ નથી એવો પ્રશ્ન ઉઠાવી તેનો ઉત્તર શ્રી**અભયદેવસૂરિ** એમ આપે છે કે એનું આગળ ઉપર નિવરણ થનાર હોવાથી તે અત્ર આપવામાં આવ્યો નથી. જુઓ પત્ર ૫૦૬ આ–૫૦૭ અ.

સાથે જોવાય છે એટલે આ પણ વાચનાતરને આભારી હશે, નહિ કે લભ્યમાન વાચનાને, એમ તેઓ કહે છે

પ્રશ્નવ્યાકરણદશાનુ જે સ્વરૂપ અહી આપેલુ છે તેવુ હાલમા એ જોવાતુ નથી, કિન્તુ પાચ આસ્રવ અને પાચ સવરનુ પ્રતિપાદન કરનાર પ્રશ્નવ્યાકરણ જોવાય છે

બન્ધદશા, દ્વિગૃદ્ધિદશા અને દીર્ઘદશાનું સ્વરૂપ જાણવામા નથી દીર્ઘદશાના કેટલાક અધ્યયનો નરકાવલિકાશ્રુતસ્કધમા જોવાય છે જેમકે ચન્દ્ર સબધી વક્તવ્યને રજુ કરનારુ 'ચન્દ્ર' અધ્યયન એવી રીતે 'સૂર' અધ્યયન, 'શુક્ર' અધ્યયન, 'શ્રીદેવી' અધ્યયન અને 'બહુપુત્રી' અધ્યયન માટે સમજી લેવુ વિશેષમા અહીં આપેલુ પાચમુ અધ્યયન નામે 'પ્રભાવતી અધ્યયન નિરયાવલિકાશ્રુતસ્કધમા જણાતુ નથી અને ત્રણ અધ્યયનો વિષે મને કશી ખબર નથી એમ શ્રીઅભયદેવસૂરિ કહે છે

સક્ષેપિતદશા આશ્રીને તેમનું કહેવુ એ છે કે આચાર આદિની ચૂલિકા તે અગચૂલિકા, અતકૃદ્દશાના જે આઠ વર્ગો છે તેની ચૂલિકા તે વર્ગચૂલિકા અને વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ યાને ભગવતીની ચૂલિકા તે વ્યાખ્યાચૂલિકા છે વળી અરુણ નામના દેવના ઉપપાતને લગતો ગ્રન્થ તે અરુણોપપાત છે અને વરુણોપપાત માટે એ પ્રમાણે સમજી લેવુ

વળી આ ત્રીજા અગ (સ્થા ૩ ઉ ૧ સૂ ૧૫૨)મા ચદપન્નતિ, સૂરપન્નત્તિ અને દીવસાગરપન્નત્તિ એમ ત્રણ પણ્ણત્તિના નામ છે પ્રસ્તુત સૂત્ર નીચે મુજબ છે —

' તઓ પન્નત્તીઓ કાલેણ અહિજ્જતિ ૯૦-ચદપન્નત્તી, સૂરપન્નત્તી, દીવસાગરપન્નત્તી"

આવસ્સયસુત્તની શ્રીભદ્રબાહુસ્વામીએ રચેલી નિજ્જુત્તિની ૮૨ મી ને ૮૩ મી ગાથામા નીચે મુજબ દસ આગમોના નામ ઉપલબ્ધ થાય છે —

(૧) આવસ્સય, (૨) દસકાલિય, (૩) ઉત્તરજ્ઝયણ, (૪) આયાર, (૫) સૂયગડ, (૬) દસા, (૭) કપ્પ, (૮) વવહાર, (૯) સૂરિયપણ્ણત્તિ અને (૧૦) ઇસિભાસિય

શ્રીસિદ્ધસેનસૂરિકૃત જીયકપ્પચુણ્ણિ (પૃ ૧)મા નીચે મુજબના છેદસૂત્રોનો ઉલ્લેખ છે –

(૧) કપ્પ, (૨) વવહાર, (૩) કપ્પિયાકપ્પિય, (૪) ચુલ્લકપ્પ, (૫) મહાકપ્પસુય અને (૬) નિસીહ.

આ પ્રમાણે પ્રાકૃત સાહિત્યમાં આગમોના પ્રાકૃત નામોનો ઉલ્લેખ જોવાય છે એવી રીતે ગીર્વાણ ગિરામા ગુથાયેલા સાહિત્યમા પણ એના નામો સસ્કૃતમા નજરે પડે છે એ પૈકી તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર (અ ૧, સૂ ૨૦)ના ભાષ્ય (પૃ ૯૦)મા બાર અગપ્રવિષ્ટ શ્રુતના બાર ભેદરૂપ તેમ જ અગબાહ્ય એવા શ્રુતના કેટલાક પ્રકારોના નામ છે શ્રીજિનપ્રભસૂરિકૃત સિદ્ધાન્તાગમસ્તવમા લગભગ ૫૦ આગમોના નામો નજરે પડે છે જબુદ્દીવપણ્ણત્તિની શ્રીશાન્તિચન્દ્રગણિકૃત પ્રમેયરત્નમજૂષા નામની ટીકા (પત્ર ૧ આ-૨ અ)મા બાર ઉપાગોનો ઉલ્લેખ છે

આ પ્રમાણે જે વિવિધ આગમોના નામો જોવાય છે તે પૈકી ૧૨ અગો સિવાયના તમામ અગબાહ્ય શ્રુત ગણાય છે એનો પરિચય આગળ ઉપર અપાશે એ અગબાહ્ય શ્રુતમા [1]૧૨ ઉપાગો, [2]૪ મૂલસૂત્રો ને ૬ છેદસૂત્રો પણ આવી જાય છે

---

૧ જુઓ પૃ ૬૯ ૨ જુઓ પૃ ૬૬ ને ૬૭

# પ્રકરણ ૭ મું.

## આગમોના પઠનપાઠન માટેની વ્યવસ્થા

આપણે પાંચમા પ્રકરણ (પૃ. ૫૨–૫૫)માં બારમા અંગના પાંચ વિભાગોનો ક્રમ અભ્યાસ-દૃષ્ટિએ જે રખાયો હશે તેનો વિચાર કરી ગયા. વળી સ્થાપનાદૃષ્ટિએ બારે અંગોનો ક્રમ પણ આપણે ત્રીજા પ્રકરણ (પૃ. ૨૫–૨૭)માં જોઇ ગયા. વિશેષમાં ૨૫મા પૃષ્ઠમાં એ પણ જોઇ ગયા કે ગણધરપદવી પછીના ઉદાહરણો પૈકી કેટલાંકને અંગોમા ખુદ ગણધરોએ સ્થાન આપેલું છે એમ શ્રીઆનંદસાગરસૂરિનું કહેવું છે આ ઉપરાંત શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના આધિપત્ય હેઠળ આગમો પુસ્તકારૂઢ કરાયા ત્યારે તે અમુક ક્રમે અને ઢબે લખાયા એવો આપણે સામાન્ય ઉલ્લેખ પાંચમા પ્રકરણ (પૃ. ૪૮–૪૯)માં વિચારી ગયા છીએ. અહીં આપણે આગમોના પઠન-પાઠનની વ્યવસ્થાનો વિચાર કરીશું. એ માટે હવે આપણે સૌથી પ્રથમ **વવહારસુત્ત**ના જે ઉલ્લેખનો ૬૯ પૃષ્ઠમાં નિર્દેશ કરી ગયા છીએ તે રજુ કરીશું:—

"तिवासपरियायस्स समणस्स निग्गन्थस्स कप्पइ **आयरपकप्पे** नामं अज्झयणे उद्दिसित्तए।

चउवासपरियाए कप्पइ **सूयगडे** नामं अङ्गे उद्दिसित्तए।

पञ्चवासपरियाए कप्पइ **दस-कप्प-ववहारे** उद्दिसित्तए।

अट्ठवासपरियाए कप्पइ **ठाण-समवाए** उद्दिसित्तए।

दसवासपरियाए कप्पइ **वियाहे** नामं अङ्गे उद्दिसित्तए।

एक्कारसवासपरियाए कप्पइ **खुड्डियाविमाणपविभत्ती महल्लियाविमाणपविभत्ती अङ्गचूलिया वग्गचूलिया विवाहचूलिया** नामं अज्झयणे उद्दिसित्तए।

बारसवासपरियाए कप्पइ **अरुणोववाए गरुलोववाए धरणोववाए वेसमणोववाए वेलंधरोववाए** नामं अज्झयणे उद्दिसित्तए।

तेरसवासपरियाए कप्पइ **उट्ठाणपरियावणिए समुट्ठाणसुए देविन्दोववाए नागपरियावणिए** नामं अज्झयणे उद्दिसित्तए।

चोद्दसवासपरियाए कप्पइ **सुमिणभावणा** नामं अज्झयणे उद्दिसित्तए।

पन्नरसवासपरियाए कप्पइ **चारणभावणा** नामं अज्झयणे उद्दिसित्तए।

सत्तरसवासपरियाए कप्पइ **दिट्ठीविसभावणा** नामं अज्झयणे उद्दिसित्तए

एगूणवीसवासपरियाए कप्पइ **दिट्ठिवाए** नामं अङ्गे उद्दिसित्तए।

वीसवासपरियाए समणे निग्गन्थे सव्वसुयाणुवाई भवइ।"

આ ઉલ્લેખ ઉપરથી કેટલાં વર્ષના દીક્ષાપર્યાયવાળા શ્રમણ શેનો અભ્યાસ કરી શકે તે જોઇ શકાય છે, પરંતુ આ ઉલ્લેખ ઠાણની ટીકાગત [1]અવતરણથી તેમ જ **પ્રમેયરત્ન-મંજૂષા**ગત અવતરણથી અમુક અમુક બાબતોમાં જુદો પડે છે એ હકીકત આપણે ૭૧મા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ, છતાં એ ઝટ ખ્યાલમાં આવે તે માટે નીચે મુજબનો કોઠો હું આપું છું:—

---

૧ આ અવતરણરૂપ આઠે પદ્યો શ્રીયાકિનીમહત્તરાધર્મસૂનુ શ્રીહરિભદ્રસૂરિકૃત **પંચવત્થુગ**માં ૫૮૧ થી ૫૮૮ સુધીની ગાથા રૂપે નજરે પડે છે એટલે આ પદ્યો શ્રીહરિભદ્રસૂરિના સમય જેટલાં તો પ્રાચીન છે જ. આ પદ્યો એ સૂરિએ જાતે ન રચતાં પૂર્વકાલીન કોઇ કૃતિમાંથી ઉદ્ધૃત કર્યાં હોય તો તેમ ચોક્કસપણે કહેવા માટે કોઈ પ્રમાણ જણાતું નથી.

| દીક્ષાપર્યાય | સૂત્રનુ નામ (વવહાર પ્રમાણે) | ઠાણની ટીકા પ્રમાણે | પ્રમેયરત્નમંજૂષા ગત ખરતરણ પ્રમાણે |
|---|---|---|---|
| ૩ વર્ષ | આયારપકપ્પ અજ્ઝયણ | → | → |
| ૪ „ | સૂયગડ અંગ | → | → |
| ૫ „ | દસા, કપ્પ અને વવહાર | → | → |
| ૮ „ | ઠાણ અને સમવાય | → | → |
| ૧૦ „ | વિયાહ અંગ | વિવાહ | → |
| ૧૧ „ | ખુડ્ડિયાવિમાણપવિભત્તિ, મહલ્લિયાવિમાણપવિભત્તિ અંગચૂલિયા, વગ્ગચૂલિયા અને વિયાહચૂલિયા અજ્ઝયણ | ખુડ્ડિયવિમાણ વગેરે પાંચ અજ્ઝયણો | → |
| ૧૨ „ | અરુણોવવાએ, ગરુલોવવાએ, ધરણોવવાએ, વેસમણોવવાએ, અને વેલંધરોવવાએ અજ્ઝયણ | અરુણુવવાય વગેરે પાંચ અજ્ઝયણ | અરુણોવવાય વગેરે પાંચ અજ્ઝયણ |
| ૧૩ „ | ઉટ્ઠાણપરિયાવણિએ, સમુટ્ઠાણસુએ, દેવિંદોવવાએ અને નાગપરિયાવણિએ અજ્ઝયણ | ઉટ્ઠાણસુય વગેરે ચાર | → |
| ૧૪ „ | સુમિણભાવણા અજ્ઝયણ | આસીવિસભાવણ | → |
| ૧૫ „ | ચારણભાવણા અજ્ઝયણ | દિટ્ઠીવિસભાવણ | → |
| ૧૬ „ | આસીવિસભાવણા અજ્ઝયણ | ચારણભાવણ | → |
| ૧૭ „ | દિટ્ઠીવિસભાવણા અજ્ઝયણ | મહાસુમિણભાવણ | → |
| ૧૮ „ | | તેયગનિસગ્ગ | |
| ૧૯ „ | દિટ્ઠિવાએ અંગ | દિટ્ઠિવાય | → |
| ૨૦ „ | સવ્વસુય | સવ્વસુત્ત | → |

આ ઉપરથી નીચે મુજબ પ્રશ્નો તારવી શકાય છે —

(૧) ઠાણની ટીકાગત અવતરણ અને **પ્રમેયરત્નમંજૂષા**ગત અવતરણમાં એકવાક્યતા છે, જ્યારે એ બંનેથી **વવહારસુત્ત**ગત ઉલ્લેખ કેટલીક બાબતમાં જુદો પડે છે તો એનો સમન્વય કોઇએ કર્યો છે અને હોય તો શો ? અને ન કર્યો હોય તો તે કેવી રીતે થઇ શકે તેમ છે ?

(૨) એક વર્ષના અને બે વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિ શેનો અભ્યાસ કરે ?

(૩) પાંચ વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિ **દસા**, **કપ્પ** અને **વવહાર**નો અભ્યાસ કરી શકે તો છ અને સાત વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિ શેનો અભ્યાસ કરી શકે એવો પ્રશ્ન ઊઠે છે. એવી રીતે આઠ વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિ ઠાણ અને **સમવાય**નો અભ્યાસ કરે તો નવ વર્ષવાળા મુનિ શેનો અભ્યાસ કરે ઇત્યાદિ પ્રશ્ન ઊઠે છે.

(૪) **વવહારસુત્ત**માં ૧૮ વર્ષના દીક્ષાપર્યાયવાળાએ શું ભણવું એ વિષે કાંઇ ઉલ્લેખ નથી તેનું શું ?

(૫) **આવસ્સયસુત્ત** વિષે કશો ઉલ્લેખ નથી તેનું શું કારણ ?

(૬) **આયાર** તેમ જ **નાયાધમ્મકહા** વગેરે અંગોના અભ્યાસ માટે અત્ર કેમ કંઇ ઉલ્લેખ નથી ?

(૭) ઉપાંગાદિના અભ્યાસ માટે કેમ ઉલ્લેખ નથી ?

આ પ્રશ્નોના ઉત્તર વિચારીએ તે પૂર્વે **પંચવત્થુગ** (ગા ૫૮૫)ની સ્વોપજ્ઞ ટીકામાં જે નીચે મુજબ ઉલ્લેખ છે તે નોંધી લઇએ:—

"**अरुणोववाए वरुणोववाए गरुलोववाए वेलंधरोववाए वेसमणोववाए**"

આ પ્રમાણે આ ઉલ્લેખ અંશતઃ **વવહારસુત્ત**થી જુદો પડે છે, કેમકે અહીં **વરુણોવવાઅ**નો નિર્દેશ છે, જ્યારે ત્યાં **ધરણોવવાઅ**નો નિર્દેશ છે.

"જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાની"માં એના લેખક અને પ્રકાશક પં. **બેચરદાસ જીવરાજે** પૃ. ૧૯૪–૧૯૫માં જે નીચે મુજબ કહ્યું છે તે પણ નોંધી લઇએ.

"પાંચ (છ અને સાત ?) વર્ષના પર્યાયવાળાને અનુક્રમે દશા (ઉપાસકદશા અન્તકૃદ્દશા અને અનુત્તરોપપાતિકદશા ?), કલ્પ અને વ્યવહાર શીખવવાં."

અત્ર બે શંકાગ્રસ્ત ઉલ્લેખ છે. તેમાં પહેલાથી તેઓ એમ સૂચવતા જણાય છે કે પાંચ વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિને દશા, છ વર્ષનને કલ્પ અને સાતને વ્યવહાર એમ માનવું કે કેમ ? બીજા ઉલ્લેખથી તેઓ દશાથી શું સમજવું તે પૂછે છે. પહેલા વિષે હું કંઇ સપ્રમાણ કહી શકું તેમ નથી, પરંતુ બીજાથી તો 'દશાશ્રુતસ્કંધ' સમજવું જોઇએ એમ મને ભાસે છે.

'આઠ અને નવ વર્ષના પર્યાયવાળાને અનુક્રમે સ્થાનાગ અને સમવાયાંગ શીખવવા" એવો ઉપર્યુક્ત પુસ્તક (પૃ ૧૯૫)માં ઉલ્લેખ છે.

અમુક પર્યાયવાળા મુનિએ અમુક ભણવું એ ક્રમ—"આ પર્યાયવાદનું વિધાન પણ ચૈત્યવાસીઓના સમયનું છે" એમ જે પં. **બેચરદાસે** પ્રતિપાદન કર્યું છે તે હવે નોંધી લઇએ. તેમણે પોતાના એ કથનના સમર્થનાર્થે નીચે મુજબનો કોઠો આપેલો છે:—

| મુનિ | દીક્ષાપર્યાય | શ્રુતજ્ઞાન | | કયા સૂત્રમાં? |
|---|---|---|---|---|
| મહાબલ | ૧૨ વર્ષ | સામાયિકાદિ ૧૪ પૂર્વ | ભગવતીસૂત્ર | પૃ ૯૬૭-૯૬૮ મા |
| સુદર્શન | ,, ,, | ,, ,, ,, | ,, | પૃ ૯૬૯ મા |
| કાર્તિક | ,, ,, | ,, ,, ,, | ,, | પૃ ૧૩૮૧ મા |
| સુદર્શન | ૫ ,, | એકાદશાંગ | અંતકૃદ્દશા | સ પૃ ૨૩ |
| પૂર્ણભદ્ર | ,, ,, | ,, | ,, | ,, , , |
| કાલી આર્યા | ૮ ,, | ,, | ,, | ,, ,, ૨૫-૩૦ |
| સુકાલી ,, | ૯ ,, | ,, | ,, | ,, |
| મહાકાલી | ,, ,, | ,, | ,, | ,, |
| કૃષ્ણા | ૮ ,, | ,, | ,, | ,, |
| સુકૃષ્ણા | ,, ,, | ,, | ,, | ,, |
| મહાકૃષ્ણા | ,, | ,, | ,, | ,, |
| વીરકૃષ્ણા | ,, | ,, | ,, | ,, |
| રામકૃષ્ણા | ,, | ,, | ,, | , |
| ધન્ય | ૯ માસ | ,, | અનુત્તરૌપપાતિકદશા | સ પૃ ૪ |
| વેહલ્લક | ૬ ,, | ,, | ,, | , ,, ૮ |

આ પ્રમાણે કોઠો રજુ કર્યા પછી પં બેચરદાસ પૃ ૧૯૬-૨૦૦મા કહે છે —

"પર્યાયના ક્રમ પ્રમાણે જ સૂત્રના દાનનું વિધાન પણ અર્વાચીન છે અને તે પદ્ધતિ તથા કઠીન તપરૂપ ઉપધાનોની પદ્ધતિ પણ એ ચૈત્યવાસિઓને પાછા પાડવા માટે જ રચાએલી છે—એનો આદિસમય પણ ત્યારથી જ છે—જો એ બન્ને રીતો પ્રાચીન હોત અને વિધિ-વિહિત હોત તો સૂત્ર ગ્રંથોમા તેનો ઉલ્લેખ શા માટે ન મળત? અને સૂત્રમા વર્ણવાએલા આદર્શ શ્રમણો એ રીતને શા માટે ન અનુસરત? ઉપર જણાવેલો સૂત્રદાન માટેનો પર્યાયક્રમ સૂત્રોમા આવેલા સાધુઓએ સાચવેલો નથી તેથી તે અર્વાચીન છે અને અવિહિત છે તે રીતે સૂત્રમા આવેલા સાધુઓ ઉપધાન (યોગોદ્વહન) કરીને જ સૂત્રો ભણ્યા હોય એવો પણ ઉલ્લેખ મળતો નથી, તેથી તે પ્રકાર પણ અર્વાચીન અને અવિહિત છે જ્યા જ્યા સાધુઓના સૂત્રાભ્યાસના ઉલ્લેખો મળે છે, ત્યા કોઇ પણ ઠેકાણે તેઓએ સૂત્રો ભણવા પહેલા યોગોદ્વહન કર્યું હોય, એવી છાંટ પણ આવતી નથી હું તો માનું છું કે, જે શ્રમણો નિરંતર યોગનિષ્ઠ, તપસ્વી, અકષાયી અને સુવિનીત હોય તેઓ માટે તો યોગોદ્વહનનો વિધિ તદ્દન નિરર્થક છે, પરંતુ જે શ્રમણો **હરિભદ્રે** દર્શાવ્યા તેવા હોય તેઓ માટે—તેવા યોગચ્યુત ઉદરભરિઓ માટે—એ યોગોદ્વહનની પદ્ધતિ ઉચિત હોઇ શકે છે અને તેમ હોવાથી જ તે પદ્ધતિનો સમય ચૈત્યવાસીનો સમવર્તી છે એમ મારે જણાવવું પડ્યું છે 'ઉપધાન કરીને સૂત્રો વાચવા' એવું વિધાન પણ સૂત્રગત આચારવિધાનમા ક્યાય મળતું નથી—જણાતું નથી માત્ર 'મહાનિશીથ સૂત્ર' જે અંગ બહારનું સૂત્ર છે, અને ચૈત્યવાસીઓની હલકી સ્થિતિને સમયે સંકળાએલું છે, તેમા જ આ ઉપધાનાદિનો ઉલ્લેખ મળી આવે છે આ સૂત્ર કોઇ સર્વમાન્ય નથી પ્રાચીન આચાર્યોમા પણ સૂત્રની પ્રમાણિકતા માટે મોટો મતભેદ થએલો છે—(જુઓ **શતપદી** અને મહાનિશીથ)"

પં. બેચરદાસના આ કથનનું યાથાતથ્ય વિચારાય તેમ જ વવહારસુત્તમાં સૂચવેલ અભ્યાસક્રમને ઉદ્દેશીને જે પ્રશ્ન રજૂ કરાયા છે તેનો ઉત્તર મેળવાય તે પૂર્વે કેટલીક હકીકતો નોંધી લેવી દુરસ્ત જણાય છે તેમાં સૌથી પ્રથમ યોગોદ્વહનની આધુનિક પદ્ધતિ વિષે અત્ર ઇસારો કરવામાં આવે છે આધુનિક સમયમાં ૪૫ આગમોને અંગે યોગોદ્વહનની ક્રિયા હજી કેટલાક સંઘાડામાં–મુનિસમુદાયોમાં કરાય છે. એ ક્રિયા વખતે સૂત્રવાચના અપાય છે અને પહોંચી શકાય તો ટીકા પ્રહિત એ સૂત્રનો અર્થ સમજાવાય છે, નહિ તો કેવળ મૂળ માત્રનો-સૂત્રનો અર્થ સમજાવાય છે. આ પ્રણાલિકા મુજબ નીચે પ્રમાણેના ક્રમે યોગોદ્વહન કોઇ કોઇ ઠેકાણે થતું જોવાય છે:—

(૧) **આવસ્સયસુત્ત**, (૨) **દસવેયાલિયસુત્ત**, (૩) **ઉત્તરજ્ઝયણસુત્ત**; (૪) **આયાર**; (૫) **નિસીહસુત્ત**, **દસાસુયક્ખંધ** અને **વવહાર**; (૬) [૧]૨૦ **પઇણ્ણગ**, (૭) **મહાનિસીહ**, (૮) **નંદીસુત્ત** અને **અણુઓગદ્દાર**; (૯) **સૂયગડ**, (૧૦) **ઠાણ**; (૧૧) **સમવાય**, (૧૨) **ઓવવાઇય**, **રાયપ્પસેણીય**, **જીવાજીવાભિગમ** અને **પણ્ણવણા**, (૧૩) **નાયાધમ્મકહા**; **ઉવાસગદસા**, **અંતગડદસા**, **અણુત્તરોવવાઇયદસા**, **પણ્હાવાગરણ** અને **વિવાગસુત્ત**; (૧૪) **વિઆહપણ્ણત્તિ**, (૧૫) **સૂરિયપણ્ણત્તિ**, **જંબુદ્દીવપણ્ણત્તિ**, **ચંદપણ્ણત્તિ**, **કપ્પિયા**, **કપ્પાવતંસિયા**, **પુપ્ફિયા**, **પુપ્ફચૂલિયા** અને **વણ્હિદસા**. કેટલાક મુનિઓ પઇણ્ણગના યોગોદ્વહનની ક્રિયા કરવા પૂર્વે **મહાનિસીહ**ના યોગોદ્વહનની ક્રિયા કરે છે. એવી રીતે કેટલાક **સૂરિયપણ્ણત્તિ** વગેરે આઠ ઉપાંગોના યોગોદ્વહનની ક્રિયા કર્યા બાદ **વિઆહપણ્ણત્તિ**ને અંગે એવી ક્રિયા કરે છે.

એમ કહેવાય છે કે જે સમયે **દસવેયાલિયસુત્ત** રચાયેલું ન હતું તે સમયે તેના સ્થાનમાં **આયાર** ભણાવીને વડી દીક્ષા અપાતી અને ત્યાર બાદ **ઉત્તરજ્ઝયણસુત્ત**, **નિસીહ** વગેરેના યોગો થતા. એ સમયને ઉદ્દેશીને **વવહારસુત્ત**નો ઉલ્લેખ સમજવાનો છે એમ કેટલાક માનતા હોય એમ લાગે છે.

વળી એમ પણ કહેવાય છે **ઉત્તરજ્ઝયણસુત્ત**ના યોગવહનનો કાળ નિયત નથી–અમુક દીક્ષાપર્યાય પછી જ એનું અધ્યયન થાય એમ નથી કે જે હકીકત બીજા પણ કેટલાક આગમોને લાગુ પડે છે.

**પ્રમેયરત્નમંજૂષા** (પત્ર ૩ આ અને ૪ અ)માંનો નીચે મુજબનો ઉલ્લેખ હવે આપણે નોંધીશું:—

"अत्र **पञ्चवस्तुकसूत्रे** दशवर्षपर्यायस्य साधोः **भगवत्यङ्ग**प्रदानेऽवसरस्य प्रतिपादनात् षष्ठाङ्गतया **ज्ञाताधर्मकथाङ्ग**स्य प्रदाने तदनन्तरमवसरः, कारणविशेषे गुर्वाज्ञावशादर्वागपि, ततस्तदुपाङ्गत्वादस्य तदनन्तरमवसर इति संभाव्यते, योगविधानसामाचार्यामपि अङ्गयोगोद्वहनानन्तरमेवोपाङ्गयोगोद्वहनस्य विधिप्राप्तत्वादिति।"

---

૧ આઉરપચ્ચક્ખાણ, (૨) મહાપચ્ચક્ખાણ, (૩) દેવિંદત્થવ, (૪) તંદુલવેયાલિય, (૫) સંથારગ, (૬) ભત્તપરિણ્ણા, (૭) આહારણપડાગા, (૮) મણિવિજ્જા, (૯) અંગવિજ્જા, (૧૦) ચઉસરણ, (૧૧) દીવસાગરપણ્ણત્તિ, (૧૨) સંગહણી, (૧૩) જોઇસકરંડગ, (૧૪) મરણસમાહિ, (૧૫) તિત્થોગાલી, (૧૬) સિદ્ધપાહુડ, (૧૭) નરયવિભત્તિ (૧૮) ચંદાવિજ્ઝય, (૧૯) પંચકપ્પ અને (૨૦) જીયકપ્પ.

હવે આપણે ૭૬મા પૃષ્ઠમાં જે સાત પ્રશ્નો રજૂ કર્યા છે તેના ઉત્તર ક્રમશઃ વિચારીશું —

(૧) કેટલા દીક્ષાપર્યાયવાળા મુનિ શેનો અભ્યાસ કરે એને લગતો **વવહારસુત્ત**નો ઉલ્લેખ અન્ય ઉલ્લેખોથી સર્વથા જુદો પડતો નથી, કેમકે ત્રણથી તે તેર વર્ષ સુધીના દીક્ષા પર્યાયવાળા તેમ જ ઓગણીસ વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિના અભ્યાસ પરત્વે તો [1]પ્રાય એક વાક્યતા છે જ. આથી એટલું કહી શકાશે કે કેવળ ચૌદથી અઢાર વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિના અભ્યાસ માટે ભિન્નતા છે. વિશેષમાં એ ભિન્નતા, એક તો અભ્યાસ માટેના દીક્ષાપર્યાય પરત્વેની અને બીજી પાઠ્ય-પુસ્તક પરત્વેની એમ બે પ્રકારની જોવાય છે. સ્પષ્ટ શબ્દોમાં કહું તો **વવહારસુત્ત** પ્રમાણે પંદર વર્ષના, સોળ વર્ષના અને સત્તર વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિ જેનો જેનો અભ્યાસ કરે તેનો તેનો અભ્યાસ અન્ય કૃતિ પ્રમાણે સોળ વર્ષના, ચૌદ વર્ષના અને પંદર વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિ કરે. વળી **વવહારસુત્ત** પ્રમાણે **દિટ્ઠિવિસભાવણા** એ પણ એક પાઠ્ય-પુસ્તક છે કે જેનો નિર્દેશ અન્ય ઉલ્લેખમાં નથી. એવી રીતે અન્ય ઉલ્લેખમાં નિર્દેશાયેલા **મહાસુવિણભાવણ** અને **તેયગનિસગ્ગ**નો **વવહારસુત્ત**માં ઉલ્લેખ નથી. વિશેષમાં અઢાર વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિ અન્ય ઉલ્લેખ પ્રમાણે **તેયગનિસગ્ગ**નો અભ્યાસ કરે તો **વવહારસુત્ત** પ્રમાણે તો **દિટ્ઠિવિસભાવણા**નો અભ્યાસ કરે એમ સમજાય છે.

આ પ્રમાણે જે બે પ્રકારની ભિન્નતા જોવાય છે તેનું શું કારણ હશે એનો ઉત્તર કોઈએ અત્યાર સુધીમાં આપ્યો હોય એમ જણાતું નથી. આથી મને જે સૂઝે છે તે હું કહું છું અને તે ઉપર યથાર્થ વિચાર કરવા વિશેષજ્ઞોને વિનવું છું. **વવહારસુત્ત** **શ્રીભદ્રબાહુ સ્વામી**ના સમય પછી રચાયું નથી, કેમકે એના ઉપર એમણે નિજ્જુત્તિ રચી છે એટલે એ **વીરસંવત્** ૧૭૦ની પૂર્વેની કૃતિ છે. ઠાણગત અવતરણરૂપ પદ્યો **શ્રીહરિભદ્રસૂરિ**એ રજૂ કર્યાં છે એટલે એ પદ્યો એમના સમયથી અર્વાચીન નથી એટલું આપણે જાણી શકીએ છીએ. એ કેટલા પ્રાચીન છે—**વવહારસુત્ત**ની રચના કરતાં પ્રાચીન છે કે કેમ તે જાણવું બાકી રહે છે. આવી પરિસ્થિતિમાં નિર્ણયાત્મક ઉત્તર આપવો મુશ્કેલ છે, તેમ છતાં એમ હું સૂચવું છું કે **વવહારસુત્ત** પ્રમાણેનો અભ્યાસક્રમ વિશેષ પ્રાચીન જણાય છે. એ અભ્યાસક્રમ આગળ ઉપરના વિદ્યાર્થીઓને સુગમ નહિ જણાવાથી એમાં પરિવર્તન કરાયું હશે. કદાચ એમ પણ હોય કે બે જાતના અભ્યાસક્રમો બે જાતની વાચનાને આભારી હોય.

(૨) જેમ અત્યારે પણ પ્રાથમિક શાળામાં અમુક વયના જ બાળકોને નહિ કે એથી નાના બાળકોને દાખલ કરાય છે તેમ આગમોના અભ્યાસ માટે ત્રણ વર્ષનો દીક્ષાપર્યાય ઓછામાં ઓછો હોવો જોઈએ એ દૃષ્ટિએ આ બીજા પ્રશ્નનો ઉત્તર વિચારી શકાય. વળી એમ પણ હોય કે એની પહેલાનાં ત્રણ વર્ષોમાં આગળ ઉપરના અભ્યાસની ભૂમિકા તૈયાર કરાતી હશે. વળી એમ પણ જણાવે છે કે એ ત્રણ વર્ષો દરમ્યાન **આવસ્સયસુત્ત**, **આયાર** ને **ઉત્તરજ્ઝયણસુત્ત**નો અભ્યાસ કરાતો હશે, અને **દસવેયાલિયસુત્ત** રચાયા બાદ એને પણ અભ્યાસમાં સ્થાન મળ્યું હશે.

(૩) પાંચ વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિના અભ્યાસ માટે **દસા**, **કપ્પ** ને **વવહાર** એમ ત્રણ પાઠ્ય-પુસ્તકો બતાવાયાં છે તે તેમણે ત્રણ વર્ષમાં પૂરાં કરવાનાં હશે એમ લાગે છે,

[1] જુઓ ૭૬મા પૃષ્ઠ ઉપર આપેલો પંચવત્થુગની સ્વોપજ્ઞ ટીકાગત ઉલ્લેખ.

જોકે એ ત્રણેનો સાથે અભ્યાસ કરવાનો હશે કે [1]એક પછી એક તે કહેવું મુશ્કેલ છે. અત્યારે B. A. ની પરીક્ષા માટે બે વર્ષમાં જેટલાં પાઠ્ય-પુસ્તકોનો અભ્યાસ થવો જોઇએ તે પ્રથમથી નક્કી કરાય છે અને પછી એ બધાંનો સાથે જ અભ્યાસ ન કરાતાં સગવડ અનુસાર એનો અભ્યાસ કરાય છે તેમ **દસા, કપ્પ** અને **વવહાર** માટે સંભવે છે. આ પ્રમાણેનો ઉત્તર આઠ વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિના અભ્યાસ માટે આપી શકાય. વળી સત્તર વર્ષના દીક્ષા-પર્યાયવાળા મુનિ માટે પણ આમ જ હકીકત હશે, જોકે એમને માટે **વવહારસુત્ત** મુજબ તો એ વર્ષ પર્યંત એક જ પાઠ્ય-પુસ્તક જોવાય છે, જ્યારે પાચ અને આઠ વર્ષના દીક્ષાપર્યાયવાળા મુનિ માટે તો જેટલા વર્ષનો અભ્યાસ છે તેટલાં પાઠ્ય-પુસ્તકો જોવાય છે.

(૪) ચોથા પ્રશ્નનો ઉત્તર બીજા પ્રશ્ન ઉત્તરમાં આવી જાય છે.

(૫) દીક્ષા લેતા કે તે પૂર્વે પણ **આવસ્સયસુત્ત**નો અભ્યાસ થઇ જતો હોવાથી એનો ઉલ્લેખ નહિ કરાયો હશે એમ લાગે છે.

(૬) **આયાર** માટે તો બીજા પ્રશ્નનો ઉત્તર વિચારવો. **નાયાધમ્મકહા** વગેરે અંગોના અભ્યાસ માટે એમ સમજાય છે કે ઓછામાં ઓછા ત્રણ વર્ષની દીક્ષાપર્યાયવાળા મુનિને પોતાના અભ્યાસ દરમ્યાન જ્યારે [2]સાનુકૂળતા જણાય ત્યારે તેઓ **નાયાધમ્મકહા** વગેરે અંગોનો અભ્યાસ કરે. એ માટે કોઇ અમુક સમય નિયત નથી. વળી એ નિયત કરવાનુ કંઇ ખાસ કારણ પણ નહિ હશે.

(૭) ઉપાંગોના અભ્યાસ માટે **પંચવત્થુગ**માં સૂચવ્યા મુજબ અમુક અંગનું યોગો-દ્વહન થતાં તેના ઉપાગનું પણ તદનંતર યોગોદ્વહન કરવું જોઇએ એટલે અમુક અંગનો અભ્યાસ થઇ રહ્યા બાદ તેના ઉપાંગનો પણ અભ્યાસ થતો હશે એમ લાગે છે.

હવે આપણે છેદસૂત્રાદિના અભ્યાસની વ્યવસ્થા વિચારીશું. છેદસૂત્રોની સંખ્યા પ્રથમથી જ છની હશે કે ઓછીવત્તી તેનો નિર્ણય કરવા માટે અત્ર અવકાશ નથી એટલે અહીં તો **આયારપકપ્પ, દસા, કપ્પ** અને **વવહાર** એ ચાર છેદસૂત્રોના પઠનપાઠન માટે **વવહારસુત્ત** વગેરેમાં ઉલ્લેખ છે એટલી કામચલાઉ નોંધ લઇશું.

મૂલસૂત્રોની સંખ્યા અમુક વખત સુધી તો ત્રણની જ હશે અને એ ત્રણમાં **આવસ્સયસુત્ત, ઉત્તરજ્ઝયણસુત્ત** અને **દસવેયાલિયસુત્ત**નો ઉલ્લેખ થતો હશે એમ લાગે છે **આવસ્સયસુત્ત** તો શ્રાવક પણ ભણી શકે છે એટલે એને દીક્ષાપર્યાય સાથે ખાસ સંબધ ન પણ હોય [3] **દસવેયાલિયસુત્ત** રચાયું તે પૂર્વે **ઉત્તરજ્ઝયણસુત્ત** રચાયું હોય એમ લાગે છે એના પઠન માટે નીચે મુજબ ઉલ્લેખો જોવાય છે:—

---

૧ પં બેચરદાસના મત મુજબ તો એક પછી એક એમ કહી શાય. જુઓ પૃ ૭૬, પં. ૩૧-૩૨

૨ ૭૮મા પૃષ્ઠના અંતમાં આપેલા **પંચવત્થુગ** (પંચવસ્તુક)ગત ઉલ્લેખ અનુસાર દસ વર્ષથી અધિક દીક્ષાપર્યાયવાળા મુનિ **નાયાધમ્મકહા**નો અભ્યાસ કરે અને કારણવશાત્ એ પૂર્વે પણ કરે.

૩ **પંચવત્થુગ** (ગા. ૯૭૭)ની સ્વોપજ્ઞ ટીકા (પત્ર ૧૪૮ અ)માં નીચે મુજબ પંક્તિ છે:—

"प्राप्तश्च कालिकोऽत्र भण्यते, पुनरावश्यकादिसूत्रस्य यावत् **सूत्रकृतं**-द्वितीयाङ्गं तावत् यद् येनाधीतमिति-पठितमित्यर्थः तदेव।"

આ ઉપરથી એ વાત ફલિત થાય છે કે **સૂત્રકૃત**ના પઠન પૂર્વે **આવસ્સયસુત્ત**નું પઠન હોય છે.

(૧) ઉત્તરજ્ઝયણસુત્તની નિજ્જુત્તિમાં શ્રીભદ્રબાહુસ્વામી કહે છે —

' कमउत्तरेण पगयं आयारस्सेव उवरिमाइं तु ।
तम्हा उ उत्तरा खलु अज्झयणा हुंति णायव्वा ॥३॥"

(૨) આની વૃત્તિ (પત્ર ૫ અ)માં વાદિવેતાલ શ્રીશાન્તિસૂરિ કહે છે —

" क्रमापेक्षमुत्तरं, शाकपार्थिवादित्वान्मध्यपदलोपी समासः, तेन प्रकृतम्-अधिकृतम् इह च क्रमोत्तरेणेति भावतः क्रमोत्तरेण, एतानि हि श्रुतात्मकत्वेन क्षायोपशमिकभावरूपाणि तद्रूपस्यैव आचाराङ्गस्योपरि पठ्यमानत्वेनोत्तराणीत्युच्यन्ते, अत एव आह- 'आयारस्सेव उवरिमाइं' ति एवकारो भिन्नक्रमः, ततश्च आचारस्योपर्येव-उत्तरकालमेव 'इमानि' इति हृदि विपरिवर्त्तमानतया प्रत्यक्षाणि, पठितवन्त इति गम्यते, 'तु' विशेषणे, विशेषश्चायं यथा-शय्यम्भवं यावदेष क्रमः, तदाऽऽरतस्तु दशवैकालिकोत्तरकालं पठ्यन्त इति, 'तम्हा उ' त्ति 'तु' पूरणे, यत्तदोश्च नित्यमभिसम्बन्धः ततो यस्मादाचारस्योपर्येवमानि पठितवन्तस्तस्मात् 'उत्तराणि' उत्तरशब्दवाच्यानि "[1]

આ ઉપરથી એટલું જાણી શકાય છે કે અસલના વખતમાં, ઉત્તરજ્ઝયણસુત્તનું પઠન આયાર પછી થતું હતું, પરંતુ દસવેયાલિયસુત્ત રચાતાં એના પછી એનું પઠન થવા લાગ્યું, પરંતુ આયાર અને દસવેયાલિયસુત્તના પઠનનો કોઈ નિયત સમય હોય તો તે કયો તે આ ઉપરથી જણાતું નથી

તમામ પ્રકીર્ણકોના પઠન માટે કોઈ સ્પષ્ટ ઉલ્લેખ શાસ્ત્રમાં હોય તો તે મારા જાણવામાં નથી બાકી કેટલાક વિષે તો વવહારસુત્ત વગેરેમાં નિર્દેશ જોવાય છે

દીક્ષાપર્યાયના ક્રમ પ્રમાણે આગમોનો અભ્યાસ કરાવવાનું વિધાન ચૈત્યવાસીઓને પાછા પાડવા માટે રચાયેલું છે અને એનો આદિ સમય પણ ત્યારથી જ છે એમ જે પં બેચરદાસનું કહેવું છે તે હવે વિચારીશું

આપણે જોઈ ગયા તેમ વવહારસુત્તમાં પર્યાયના ક્રમ પ્રમાણે સૂત્રના દાનના વિધાનનો ઉલ્લેખ છે, જ્યારે ચૈત્યવાસીઓનો ઉદ્ભવ તો શ્રીહરિભદ્રસૂરિના સમયનો મનાય છે એટલે પંડિતજીનું કથન વિચારણીય બને છે વળી અત્ર એ વાત પણ નોંધી લઈએ કે શું એવો પ્રશ્ન ન ઉઠાવી શકાય કે ઉપર્યુક્ત વિધાન એ રાજમાર્ગ છે અને એથી એ સિવાયનો બીજો માર્ગ વિશિષ્ટ જ્ઞાનીઓ માટે જરુર હોઈ શકે અને એથી તો શ્રીમહાબલ વગેરે કેટલાક અનગારોનો સંપૂર્ણ આગમોનો અભ્યાસ ઉપર્યુક્ત દીક્ષાપર્યાય કરતાં અલ્પ સમયમાં થયેલો જોઈ શકાય છે?

હવે આપણે યોગોદ્વહનના સંબંધમાં પં બેચરદાસનું જે કહેવું છે તેનો ઉત્તર વિચારીશું તેઓ યોગોદ્વહનનો ઉદ્ભવ શ્રીહરિભદ્રસૂરિના સમયમાં અને તે પણ ઉતરતી કોટિના મુનિઓ માટે યોજાયેલો માને છે વળી તેઓ કહે છે કે આગમોમાં કોઈ પણ સ્થળે

૧ આને મળતા ઉલ્લેખો ઉત્તરજ્ઝયણસુત્તની શ્રીભાવવિજયકૃત વ્યાખ્યા (પત્ર ૧ અ)માં તેમ જ એની શ્રીકમલસંયમકૃત વૃત્તિ (પત્ર ૧ આ)માં જોવાય છે, પરંતુ એ સંબંધમાં એ ઉપરથી કંઈ વિશેષ પ્રકાશ પડતો નથી

યોગોદ્વહન કરી આગમો ભણવાનું વિધાન નથી તેમ જ તેવી રીતે કોઇ આગમ ભણ્યા હોય તેવો ઉલ્લેખ નથી.

આ સંબંધમાં હું એમનું તેમ જ એમના જેવી માન્યતા ધરાવનારાઓનું નીચે મુજબની હકીકતો તરફ સવિનય ધ્યાન ખેંચું છું જેથી આ બાબતનો અંતિમ નિર્ણય થઇ શકે.

(૧) પંચવત્થુગની નીચે મુજબની ૫૮૯મી ગાથામાં તેમ જ એની સ્વોપજ્ઞ ટીકામાં આગમમાં ઉપધાન વિષે ઉલ્લેખ છે એમ જે કહ્યું છે તેનું શું?—

" उवहाणं पुण आयंबिलाइ जं जस्स वन्निअं सुत्ते।
त तेणेव उद्देअं इहरा आणाइआ दोसा॥५८९॥"

(૨) પંચવત્થુગ ([1]ગા. ૫૯૮)માં જે જોગવિહાણ જોવાની ભલામણ છે તે ગ્રંથ કેટલો પ્રાચીન છે?

(૩) ઠાણ (સ્થા. ૩; સૂ ૧૩૬ તેમ જ સ્થા. ૧૦; સૂ. ૭૫૮)માં, સમવાય (સ. ૩૨)માં, ઉત્તરજ્ઝયણસુત્ત (અ. ૩૪, ગા. ૨૭ ને ૨૯)માં અને અંગચૂલિયામાં એમ અનેક સ્થળે જોગવિહિ યાને યોગોદ્વહન વિષે ઉલ્લેખ જોવાય છે તેનું શું?

(૪) યોગોદ્વહન જેવી વિધિ વૈદિક કે બૌદ્ધ શાસ્ત્રોના અભ્યાસ માટે તે તે શાસ્ત્રમાં છે કે નહિ?

(૫) વિસેસાવસ્સયભાસ ([2]ગા. ૨૩૫૭)માં 'જોગ' વિષે ઉલ્લેખ છે અને એની ટીકામાં, મલધારી શ્રીહેમચન્દ્રસૂરિએ શ્રીઆષાઢસૂરિએ પોતાના અનેક શિષ્યોને યોગ શરૂ કરાવ્યા, પરંતુ તે જ દિવસે હૃદયશૂલથી પીડાઈ તેઓ કાલ કરી નલિનીગુલ્મ વિમાનમા દેવ થયા અને ત્યાંથી શિષ્યોને યોગ પૂર્ણ કરાવવા માટે પોતાના માનવી શરીરમાં પ્રવેશ કર્યો ઇત્યાદિ હકીકત આપી છે તેનું શું? વિશેષમાં આ હકીકત ચૈત્યવાસીઓના સમયની છે એમ કહેવા માટે કંઇ આધાર છે ખરો?

આપણે આ પ્રકરણ આગળ ચલાવીએ તે પૂર્વે કેટલાંક અંગોમાં અનગારોના-જૈન મુનિઓના સૂત્રાભ્યાસ વિષેના ઉલ્લેખ મળી આવે છે તે સંક્ષેપમાં નોંધી લઇએ:—

| અનગાર | અભ્યાસ | અંગ |
|---|---|---|
| **ખંદઅ (સ્કંધક)** | સામાયિકથી માંડીને ૧૧ અંગ | **વિઆહપણ્ણત્તિ** (શ. ૨, ઉ ૧; સૂ ૯૩) |
| **કાલોદાયી (કાલોદાયી)** | ,, ,, ,, ,, ,, | (શ ૭, ઉ. ૧૦; સૂ ૩૦૫) |
| **ઉસભદત્ત (ઋષભદત્ત)** | ,, ,, ,, ,, ,, | (શ ૯, ઉ. ૩૩; સૂ ૩૮૨) |
| **દેવાણંદા (દેવાનંદા)** | ,, ,, ,, , ,, | (શ ૯, ઉ ૩૩, સૂ ૩૮૨) |

૧ "तं पुण विचित्तमत्थं भणियं जं जम्मि जम्मि अंगाओ।
त जोगविहाणाओ विसेसओ एत्थ णादव्वं॥५९८॥"

૨ "सेयविपोलासाढे जोगे तद्दिवसहिययसूले य।
सोहम्मनलिणिगुम्मे रायगिहे मुरियबलभद्द॥२३५७॥"

| અનગાર | અભ્યાસ | અંગ |
|---|---|---|
| મેહ (મેઘ) | સામાયિકથી ૧૧ અંગ | નાયા૦ (શ્રુ ૧, અ ૧, સૂ ૨૦) |
| થાવચ્ચાપુત્ત (સ્થાપત્યાપુત્ર) | ,, ૧૪ પૂર્વો | ,, (શ્રુ ૧, અ ૫, સૂ ૫૪) |
| સુઅ (શુક) | ,, ,, ,, | ,, (શ્રુ ૧, અ ૫, સૂ ૫૫) |
| ધણ્ણ (ધન્ય) | ,, ૧૧ અંગ | ,, (શ્રુ ૧, અ ૧૮, સૂ ૧૩૯) |
| ,, ( ,, ) | ,, ,, ,, | અણુત્તરોવવાઇયદસા (પૃ ૪ અ) |
| ગોયમ (ગૌતમ) | ,, ,, ,, | અંતગડદસા (પૃ ૨ આ) |
| સુબાહુ (સુબાહુ) | ,, ,, ,, | વિવાગસુય (શ્રુ ૨, અ ૧ પૃ ૮૪ અ) |

આ ઉલ્લેખોમાં સામાયિકથી માંડીને ૧૧ અંગ કે ૧૪ પૂર્વોના અભ્યાસની વાત જોવાય છે વિશેષમાં દેવાણંદાને લગતા ઉલ્લેખ ઉપરથી એ જાણી શકાય છે કે એ આર્યાએ ચંદના (ચંદનબાળા) આર્યા પાસે સામાયિકથી માંડીને ૧૧ અંગોનો અભ્યાસ કર્યો હતો. અત્ર ગોશાલકના સંબંધમાં વિઆહપણ્ણત્તિ (શ ૧૫, સૂ ૫૫૩ માં જે નીચે મુજબનો ઉલ્લેખ છે તે પણ જોઈ લઈએ —

"तुमं गोसाला ! भगवया चेव पव्वाविए भगवया चेव बहुस्सुतीकए"

હવે આ પ્રકરણ પૂર્ણ કરીએ તે પૂર્વે જૈન જગતમાં અમુક અંશે ચર્ચાયેલો એક પ્રશ્ન વિચારી લઈએ એ પ્રશ્ન એ છે કે શ્રાવકોને અને શ્રાવિકાઓને આગમો વાચવાનો—ભણવાનો—ભણાવવાનો અધિકાર ખરો કે નહિ ? અન્ય શબ્દમાં કહું તો જેમ વેદના સંબંધમાં એમ કહેવાય છે કે સ્ત્રીઓને અને શૂદ્રોને વેદ ભણવાનો અધિકાર નથી તો શ્રાવકવર્ગને આગમો વાચવાની છૂટ ખરી કે નહિ ? આ પ્રશ્નની તરફેણમાં ઉત્તર આપનારા પૈકી એક તો પં બેચરદાસ છે તેમણે પોતાના મન્તવ્યના સમર્થનાર્થે જે ઊહાપોહ કર્યો છે તે ઉપરથી નીચે મુજબ બાબત દર્શાવી શકાય છે —

(૧) તત્ત્વનિર્ણયપ્રાસાદ (પૃ ૪૧૩)માં નીચે પ્રમાણેનું પદ્ય છે તેનું શું ?

बालस्त्रीमूढमूर्खाणां नृणां चारित्रकाङ्क्षिणाम् ।
उपकाराय तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥"[1]

(૨) તત્ત્વનિર્ણયપ્રાસાદ (પૃ ૪૧૨)માં નીચે મુજબનો ઉલ્લેખ છે તેનું કેમ ?

'दस उत्तमागमे—

'सुत्तं गिहिहिराय कालिय-उक्कालियसिद्धंत ।
मा बाल-वायणाय पयंसुइय त्रिणवरेहिं '॥'

(૩) વિસેસાવસ્સયભાસની મલધારી શ્રીહેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ (પત્ર ૭૯૯)માં નીચે મુજબની પંક્તિમાં આગમનો નિર્દેશ છે તેનું કેમ ?

---

૧ આ સંબંધમાં કુમારપાલચરિય યાને પ્રાકૃત દ્વયાશ્રયની વૃત્તિમાં જે નીચે મુજબનું પદ્ય નિર્દેશ્યું છે તે જોઈ લઈએ —

' बालाऽज्ञादिजनानुग्रहकाङ्क्षया ।
प्राकृतागमकर्तृभ्यो गणभृद्भ्यो नमो नमः ॥"

"तत्र यद्यपि दृष्टिवादे सर्वस्यापि वाङ्मयस्यावतारोऽस्ति, तथापि दुर्मेधसां तदवधारणाद्ययोग्यानां मन्दमतीनां, तथा श्रावकादीनां स्त्रीणां चानुग्रहाय निर्यूहणा विरचना शेषश्रुतस्येति"

(૪) શ્રાવકોને આગમો વાંચવાનો અધિકાર ન હોત તો તે વિષેનો નિષેધાત્મક ઉલ્લેખ કોઇ સૂત્ર–અંગ–ગ્રંથોમાં કેમ મળતો નથી ?

(૫) ભિક્ષુએ કે ભિક્ષુણીએ શ્રાવકોને આગમો ન વંચાવવા એવો કોઇ ઉલ્લેખ કેમ જણાતો નથી ?

(૬) સંબોધપ્રકરણ (પૃ. ૧૩)માં કહ્યું છે કેઃ—

"तं न जओ अंगाइसु सुव्वइ तव्वन्नणा एवं ॥२६॥
लद्धट्ठा गहियट्ठा पुच्छियट्ठा विणिच्छियट्ठा य।
अहिगयजीवाजीवा अचालणिज्जा पवयणाओ ॥२७॥"

આથી શ્રાવકો સૂક્ષ્મ વિચારને જાણવાના અધિકારી ઠરે છે એ સંબંધમાં બે મત નથી, કિન્તુ લબ્ધાર્થ, ગૃહીતાર્થ, પૃષ્ટાર્થ, વિનિશ્ચિતાર્થ, જીવાજીવના જાણકાર અને પ્રવચનથી અચાલનીય રૂપે જે શ્રાવકોને વર્ણવેલા છે તેવી તાકાત તેમણે આગમો ભણીને મેળવી હોવી જોઇએ, કેમકે સૂત્રોમાં જ્યાં સ્વપ્નપાઠકોનું વર્ણન આવે છે ત્યાં તેમને માટે गहियट्ठा लद्धट्ठा पुच्छियट्ठा વગેરે સંબોધનો (વિશેષણો) વપરાયેલા છે તો શું આ સ્વપ્નપાઠકો પણ શ્રાવકોની પેઠે માત્ર સ્વપ્નશાસ્ત્ર સાંભળી સાંભળીને શીખ્યા હોવા જોઇએ અને નહિ કે વાંચી વાંચીને કે ભણી ભણીને ?

(૭) ઉપર્યુક્ત "સંબોધનો (વિશેષણો) શ્રાવકોને અપાયાં હતાં ત્યારે સૂત્રગ્રંથો લિપિબદ્ધ થયા ન હતા, એથી શ્રાવકો એ અરણ્યવાસી શ્રમણો પાસે જઇને વીરનું પ્રવચન સાંભળતા હતા અને તે સાંભળેલા પ્રવચનને પોતાના નામની પેઠે કંઠસ્થ રાખતા હતા—સાધુઓ પણ એમ જ કરતા હતા. **સમવાયાંગસૂત્ર**માં **ઉપાસકદશાંગસૂત્ર**ના વિષયનો ઉલ્લેખ કરતાં ઉપાસકોના શ્રુતપરિગ્રહો–શ્રુતાભ્યાસો પણ વર્ણવાયા છે–ઉપાસકોના તે શ્રુતપરિગ્રહો આ વાતને સ્પષ્ટ કહે છે કે શ્રાવકો **વર્ધમાન**ના પ્રવચનને કંઠસ્થ રાખતા હતા. જો તેઓને તેમ કરવાને અધિકારી ન ગણવામાં આવતા હોત તો તે સમયે એવું બીજું કયું શ્રુત હતું કે જેનો તેઓ સ્વીકાર કરે તેમ હતા ?

અત્ર આપેલી સાત દલીલો પૈકી પહેલી ત્રણનો નિર્દેશ કર્યા બાદ પં. **બેચરદાસે** કહ્યું છે કે "ઉપર જણાવેલાં એક કરતા અધિક પ્રમાણોથી એ વાત સ્પષ્ટ થાય છે કે આગમોની ભાષા પ્રાકૃત એટલા માટે જ રાખવામાં આવી છે કે, તે દ્વારા આબાળગોપાળ વિના પ્રયાસે તેને વાંચી શકે, ઉચ્ચારી શકે અને સમજી શકે. આ રીતે આપણે ભાષાદૃષ્ટિએ, તે પણ આગમપ્રમાણપૂર્વક આપણો આગમ વાંચવાનો અધિકાર સાબીત કરી શકીએ છીએ."

આ પ્રમાણેના પક્ષને વિશેષતઃ સમર્થિત કરનારી અન્ય કોઇ દલીલ કોઇ તરફથી રજુ થયેલી હોય તો તે મારા જાણવાજોવામાં નથી એટલે આ પ્રમાણેના પક્ષની તરફેણમાં બીજી કેટલીક હકીકતો કે જેને કેટલાક દલીલ તરીકે ગણવા પ્રેરાય તેવો સંભવ છે તેનો હું અત્ર ઉલ્લેખ કરું છું.

(૧) પ્રત્યેક તીર્થંકર વિંશતિસ્થાનકતપમાંથી ઓછામાં ઓછા એક પદની અને વધારેમાં

વધારે વીસ પદની આરાધના કરે છે આ પદો પૈકી 'જ્ઞાન' પદની આરાધનાની વ્યાખ્યા ઉપરથી ગૃહસ્થો ૧૨ અગોનો અભ્યાસ કરી શકે એવો અર્થ ઉપજાવી કઢાય છે

(૨) રાયપસેણીયસુત્ત (સૂ. ૬૧)ની શ્રીમલયગિરિસૂરિકૃત ટીકા (પત્ર ૧૨૮ અ)મા નીચે મુજબ ઉલ્લેખ છે —

"यत्रापि श्रमण साधु माहन परमगीतार्थ श्रावकोऽभ्यागच्छति तत्रापि हन्तेन"

અહીં 'માહન'નો અર્થ 'પરમ ગીતાર્થ શ્રાવક' કરેલો છે અને 'ગીતાર્થ'થી સૂત્ર અને અર્થ ઉભયના જ્ઞાતા સમજવામા આવે છે તેનું કેમ ?

(૩) પ્રકરણાદિ ગ્રથોમા આગમોના અવતરણો આપેલા છે અને એ ગ્રથો તો શ્રાવકો વાચે છે તો પછી તેમને આગમો ભણવાનો અધિકાર કેમ નહિ ?

હવે આ પક્ષની વિરુદ્ધમા જે કઇ કહેવાયું છે અને કહી શકાય તેમ જણાય છે તેનો હુ ઉલ્લેખ કરુ છુ

(૧) આવસ્સયસુત્તની ચુણ્ણિના નીચે મુજબના ઉલ્લેખ ઉપરથી શુ એ સૂચિત થતુ નથી કે શ્રાવકોને અમુક જ સૂત્ર કઠસ્થ કરવાની છૂટ છે ?

"जओ साहू जहण्णेण अट्ठपवयणमायाओ उक्कोसेण तु बारस अगाइ सावगस्स वि जहण्णेण त चेव, उक्कोसेण छज्जीवणिया सुत्तओ अत्थओ वि, पिंडेसणज्झयण न सुत्तओ, अत्थओ पुण उल्लेण सुणइ"

(૨) હીરપ્રશ્ન (પત્ર )મા જે નીચે મુજબનો ઉલ્લેખ છે તે પણ શ્રાવકોના અભ્યાસનું ક્ષેત્ર મર્યાદિત હોવાનું સૂચવે છે તેનું કેમ ?

"परम्परया भक्तपरिज्ञा चतु शरणा ऽऽतुरप्रत्याख्यान–संस्तारकप्रकीर्णकानामध्ययने श्राद्धानामधिकारित्वमवसीयते ।"

(૩) સેનપ્રશ્ન (ઉ ૪, પ્ર ૩૦, પત્ર ૧૦૪ આ)માં નીચે પ્રમાણેનું કથન છે તે ઉપરથી સિદ્ધાન્તોનુ શ્રાવણ પણ જ્યારે કારણિક છે તો પછી તેના અભ્યાસ માટે શ્રાવકોને અધિકારી તો કેમ જ ગણાય ?

'कश्चिद् वक्ति–श्राद्धस्य ग्रहणशिक्षा कथिताऽस्ति, तत्रोत्कृष्टत. षड्जीवनिकायसूत्रार्थं पिण्डैषणालापक च शृणोति, अधुना तु अङ्गोपाङ्गादिसूत्रार्थौ श्राव्येते तत् कुत्रास्तीति प्रश्न । अत्रोत्तरम्–ध्यानशतकादौ मुख्यवृत्त्या दशवैकालिकादि श्रावयितुमुक्तं मागमाणमङ्गोपाङ्गादि तत्पृष्ठलग्ना श्राद्धादयोऽपि शृण्वन्ति, न काऽप्याशङ्का । यत्र तु केवलश्राद्धानां सिद्धान्तश्रावण तत् कारणिकमिति बोध्यम् ।"

(૪) સાધ્વીઓને પણ દિટ્ઠિવાય ભણવાનો અધિકાર નથી તો પછી શ્રાવકોને કે શ્રાવિકાઓને એ બારમુ અગ અને બીજા પણ આગમો ભણવાનો અધિકાર ન હોય તો તેમાં નવાઇ જેવુ શુ છે ?

આ પ્રમાણે આ પ્રશ્ન પરત્વે યથાસાધન ઊહાપોહ કરી હુ હવે આ પ્રકરણ સાથે સાથે આ તત્ત્વરસિકચન્દ્રિકાનો પ્રથમ વિભાગ પૂર્ણ કરુ છુ



# આ લેખકની અન્ય કૃતિઓ

(૧) ન્યાયકુસુમાઞ્જલિ ગુજરાતી અને અંગ્રેજી અનુવાદાદિ સહિત.
(૨) શૃંગારવૈરાગ્યતરંગિણી " અનુવાદાદિ "
(૩) સ્તુતિચતુર્વિંશતિકા સટીક " " "
(૪) ચતુર્વિંશતિકા સટીક " " "
(૫) શ્રીચતુર્વિંશતિજિનાનંદસ્તુતિ સટીક " " "
(૬–૭) શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ
કાવ્યસંગ્રહ (ભાગ ૧–૨) " " "
(૮) શ્રીશોભનસ્તુતિ વિવિધ ટીકાઓ તેમ જ સંસ્કૃત ભૂમિકા "
(૯–૧૦) તત્ત્વાર્થાધિગમસૂત્ર (ભાગ ૧–૨) સ્વોપજ્ઞ ભાષ્ય, ભાષ્યાનુસારિણી ટીકા તેમ જ સંસ્કૃત અને અંગ્રેજી પ્રસ્તાવના સહિત.
(૧૧) તત્ત્વાર્થસૂત્ર ગુજરાતી અનુવાદ સહિત
(૧૨) વૈરાગ્યરસમંજરી ગુજરાતી અનુવાદ અને વિવેચન સહિત.
(૧૩) પદ્માનંદ મહાકાવ્ય સંસ્કૃત અને અંગ્રેજી પ્રસ્તાવનાદિ સહિત (Gaekwad's Oriental Series)
(૧૪) નવતત્ત્વસંગ્રહ
(૧૫) પ્રિયંકરનૃપકથા અને ઉપસર્ગહરસ્તોત્ર પરિશિષ્ટાદિ સહિત
(૧૬) ચતુર્વિંશતિપ્રબન્ધ વિવિધ પરિશિષ્ટો સહિત (Forbes Gujarati Sabha)
(૧૭) ભક્તામર, કલ્યાણમંદિર અને નમિઊણ સ્તોત્રો અંગ્રેજી અનુવાદાદિ સહિત.
(૧૮) ઋષભપંચાશિકા, વીરસ્તુતિ વગેરે ગુજરાતી અનુવાદાદિ સહિત.
(૧૯) અનેકાર્થરત્નમંજૂષા—અષ્ટલક્ષાર્થી વગેરે સંસ્કૃત પ્રસ્તાવના સાથે.
(૨૦) જૈનધર્મવરસ્તોત્ર " " "
(૨૧) ગણિતતિલક ટીકા તેમ જ સંસ્કૃત અને અંગ્રેજી ઉપોદ્ઘાત સાથે (G. O. S.).
(૨૨) ચતુર્વિંશતિપ્રબન્ધનું ગુજરાતી ભાષાંતર (Forbes Gujarati Sabha).
(૨૩) આર્હતદર્શનદીપિકા.
(૨૪–૨૫) Descriptive Catalogue of Jaina Mss. Vol. XVII, pts. I–II.
(૨૬–૩૦) આર્હત જીવન જ્યોતિ (કિરણાવલી ૧–૫).
(૩૧) ગુજરાત અને લિપિકદમ્બક, લેખનસાહિત્ય તથા અક્ષરશિક્ષણ
(૩૨) પતંગપુરાણ યાને કનકવાની કથની.[1]
(૩૩) કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિ એટલે ?
(૩૪) પતંગપોથી.

**છપાય છે.**

(૩૫) અનેકાન્તજયપતાકા સ્વોપજ્ઞ ટીકા અને વિવરણ સહિત (Gaekwad's Oriental Series).
(૩૬–૩૭) Descriptive Catalogue of Jaina Mss. (Vol. XVII, pt. III & Vol. XVIII, pt. I) Bhandarkar Oriental Research Institute.

---

૧ આ સંબંધમાં અનેક સરસ અભિપ્રાયો દર્શાવાયા છે. મૂલ્ય દસ આના. ટપાલ ખર્ચ દોઢ આનો (જુદો) લેખક પાસેથી મળી શકશે.